'સસ્તું સાહિત્ય એટલે ઊંચામાં ઊંચું સાહિત્ય'

# શ્રીમદ્ ભગવદ્ગીતા

## ગુજરાતી સરલાર્થ સહિત



ભિક્ષુ અખંડાનંદની પ્રસાદી
**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય**
ઠે. ભદ્ર પાસે અમદાવાદ અને પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઈ-૨




ચાળીસ નયે પૈસે

# નિવેદન

શ્રીમદ્ ભગવદ્ગીતાની આ ૨૭મી આવૃત્તિ પ્રસિદ્ધ થાય છે. 177616

આ આવૃત્તિ સાથે શ્રીમદ્ ભગવદ્ગીતાની ગુટકા કદની કુલ ૪,૬૨,૫૦૦ પ્રતો અત્યાર સુધીમાં આ સંસ્થા દ્વારા પ્રસિદ્ધ થઈ છે.

આગલી આવૃત્તિ સને ૧૯૫૬માં છપાયેલી, તે પછી કાગળ, શાહી, મજૂરી વગેરેના ભાવ સવાયાથી દોઢા થયા છે. આમ છતાં આ આવૃત્તિ માત્ર ૪૮ નયે પૈસેના મૂલ્યે પ્રસિદ્ધ થાય છે.

મુંબઈ, તા. ૧૫-૧૦-'૫૮ ] સસ્તું સાહિત્ય મુદ્રણાલય ટ્રસ્ટના ટ્રસ્ટીઓ વતી મનુ સુબેદાર (પ્રમુખ)

81,000-10-'58

મુદ્રક અને પ્રકાશક : ત્રિભુવનદાસ ક૦ ઠક્કર,
સસ્તું સાહિત્ય મુદ્રણાલય, રાયખડ : : અમદાવાદ

ॐ

# श्रीमद् भगवद्गीता

ગુજરાતી સરલાર્થ સહિત

# નિવેદન

શ્રીમદ્ ભગવદ્ગીતાની આ ૨૭મી આવૃત્તિ પ્રસિદ્ધ થાય છે.

177616

આ આવૃત્તિ સાથે શ્રીમદ્ ભગવદ્ગીતાની ગુટકે કદની કુલ ૪,૬૨,૫૦૦ પ્રતો અત્યાર સુધીમાં આ સંસ્થા દ્વારા પ્રસિદ્ધ થઈ છે.

આગલી આવૃત્તિ સને ૧૯૫૬માં છપાયેલી, તે પછી કાગળ, શાહી, મજૂરી વગેરેના ભાવ સવાયાથી મોંઘા થયા છે. આમ છતાં આ આવૃત્તિ માત્ર ૪૦ નયે પૈસેના મૂલ્યે પ્રસિદ્ધ થાય છે.

મુંબઈ, તા. ૧૫-૧૦-'૫૮ } સસ્તું સાહિત્ય મુદ્રણાલય ટ્રસ્ટના ટ્રસ્ટીઓ વ
મનુ સુબેદાર (પ્રમુખ)

81,000-10-'58

મુદ્રક અને પ્રકાશક : ત્રિભુવનદાસ ક૦ ઠક્કર,
સસ્તું સાહિત્ય મુદ્રણાલય, રાયખડ : : અમદાવાદ

ॐ

# अध्याय १ लो–अर्जुनविषादयोग

धृतराष्ट्र उवाच । ધૃતરાષ્ટ્ર બોલ્યા :

धर्मक्षेत्रे कुरुक्षेत्रे समवेता युयुत्सवः ।
मामकाः पाण्डवाश्चैव किमकुर्वत संजय ॥ १ ॥

હે સંજય! ધર્મભૂમિ કુરુક્ષેત્રમાં એકઠા મળેલા, યુદ્ધની ઈચ્છાવાળા મારા પુત્રો અને પાંડુના પુત્રોએ શું કર્યું? ૧

संजय उवाच । સંજય બોલ્યો :

दृष्ट्वा तु पाण्डवानीकं व्यूढं दुर्योधनस्तदा ।
आचार्यमुपसङ्गम्य राजा वचनमब्रवीत् ॥ २ ॥

તે વખતે વ્યૂહમાં ગોઠવાયેલી પાંડવોની સેના જોઈ રાજા દુર્યોધન દ્રોણાચાર્ય પાસે જઈ (આ) વચન બોલ્યો: ૨

पश्यैतां पाण्डुपुत्राणामाचार्य महतीं चमूम्।
व्यूढां द्रुपदपुत्रेण तव शिष्येण धीमता॥ ३॥

હે આચાર્ય! આપના બુદ્ધિમાન શિષ્ય દ્રુપદપુત્રે વ્યૂહરચનામાં ગોઠવેલી પાંડુપુત્રોની આ મોટી સેના તમે જુઓ. ૩

अत्र शूरा महेष्वासा भीमार्जुनसमा युधि।
युयुधानो विराटश्च द्रुपदश्च महारथः॥ ४॥
धृष्टकेतुश्चेकितानः काशीराजश्च वीर्यवान्।
पुरुजित्कुन्तिभोजश्च शैब्यश्च नरपुङ्गवः॥ ५॥
युधामन्युश्च विक्रान्त उत्तमौजाश्च वीर्यवान्।
सौभद्रो द्रौपदेयाश्च सर्व एव महारथाः॥ ६॥

આ યુદ્ધમાં ભીમ અને અર્જુન જેવા શૂરવીર મોટા ધનુર્ધારીઓ, મહારથી યુયુધાન, વિરાટ, દ્રુપદ, પરાક્રમી ધૃષ્ટકેતુ, ચેકિતાન, કાશીરાજ, પુરુષશ્રેષ્ઠ પુરુજિત, કુંતિભોજ, શૈબ્ય, મહાપરાક્રમી યુધામન્યુ, વીર્યવાન ઉત્તમૌજા, સુભદ્રાપુત્ર અને દ્રૌપદીના (પાંચે) પુત્રો-સર્વે મહારથીઓ જ છે. ૪-૬

अस्माकं तु विशिष्टा ये तान्निबोध द्विजोत्तम ।
नायका मम सैन्यस्य संज्ञार्थं तान्ब्रवीमि ते ॥७॥
भवान्भीष्मश्च कर्णश्च कृपश्च समितिंजयः ।
अश्वत्थामा विकर्णश्च सौमदत्तिर्जयद्रथः ॥ ८ ॥
अन्ये च बहवः शूरा मदर्थे त्यक्तजीविताः ।
नानाशस्त्रप्रहरणाः सर्वे युद्धविशारदाः ॥ ९ ॥

હે દ્વિજશ્રેષ્ઠ! હવે આપણા પણ જે શ્રેષ્ઠ (યોદ્ધા) છે તેઓને તમે સાંભળો. મારા સૈન્યના જે નાયકો છે તેમને હું તમારી જાણ માટે કહું છું. આપ તથા ભીષ્મપિતામહ, કર્ણ તથા યુદ્ધમાં જય પામનાર કૃપાચાર્ય, અશ્વત્થામા, વિકર્ણ, સોમદત્તનો પુત્ર (ભૂરિશ્રવા) તથા જયદ્રથ અને બીજા ઘણા શૂરાઓ મારા માટે જીવન સમર્પણ કરનારા છે; તેઓ સર્વે અનેક પ્રકારનાં શસ્ત્રો તથા હથિયારોવાળા અને યુદ્ધકુશળ છે. ૭-૯

अपर्याप्तं तदस्माकं बलं भीष्माभिरक्षितम् ।
पर्याप्तं त्विदमेतेषां बलं भीमाभिरक्षितम् ॥ १० ॥

ભીષ્મપિતામહ વડે રક્ષાયેલું આપણું તે સૈન્ય સર્વ પ્રકારે અપર્યાપ્ત–અખૂટ છે અને ભીમ વડે રક્ષાયેલું એમનું આ સૈન્ય તો પર્યાપ્ત–મર્યાદિત છે. ૧૦

**अयनेषु च सर्वेषु यथाभागमवस्थिताः।**
**भीष्ममेवाभिरक्षन्तु भवन्तः सर्व एव हि ॥ ११ ॥**

(હવે વ્યૂહના) સર્વ પ્રવેશમાર્ગોમાં વિભાગ પ્રમાણે સ્થિર રહી તમે બધાય ભીષ્મપિતામહનું જ સર્વ તરફથી રક્ષણ કરો. ૧૧

संजय उवाच। સંજય બોલ્યો :

**तस्य संजनयन्हर्षं कुरुवृद्धः पितामहः।**
**सिंहनादं विनद्योच्चैः शङ्खं दध्मौ प्रतापवान् ॥१२**

પછી તે દુર્યોધનને હર્ષ ઉપજાવતા કૌરવોમાં વૃદ્ધ પ્રતાપી ભીષ્મપિતામહે મોટી સિંહગર્જના કરી શંખ વગાડ્યો. ૧૨

**ततः शङ्खाश्च भेर्यश्च पणवानकगोमुखाः।**
**सहसैवाभ्यहन्यन्त स शब्दस्तुमुलोऽभवत् ॥ १३ ॥**

પછી શંખો, નગારાં મૃદંગ, ઢોલ તથા

રણશિંગાં તુરત જ વાગવા લાગ્યાં; (જેથી) તે અવાજ ઘણો મોટો થયો. ૧૩

**ततः श्वेतैर्हयैर्युक्ते महति स्यन्दने स्थितौ ।**
**माधवः पाण्डवश्चैव दिव्यौ शङ्खौ प्रदध्मतुः ॥१४॥**

પછી ધોળા ઘોડા જોડેલા ઉત્તમ મોટા રથમાં બેઠેલા શ્રીકૃષ્ણ અને અર્જુને પણ દિવ્ય શંખો વગાડ્યા. ૧૪

**पाञ्चजन्यं हृषीकेशो देवदत्तं धनंजयः ।**
**पौण्ड्रं दध्मौ महाशङ्खं भीमकर्मा वृकोदरः ॥ १५ ॥**

શ્રીકૃષ્ણે પાંચજન્ય શંખ, અર્જુને દેવદત્ત શંખ, ઉગ્ર કર્મ કરનાર ભીમે મોટો પૌંડ્ર શંખ વગાડ્યો. ૧૫

**अनन्तविजयं राजा कुन्तीपुत्रो युधिष्ठिरः ।**
**नकुलः सहदेवश्च सुघोषमणिपुष्पकौ ॥ १६ ॥**

કુંતીપુત્ર રાજા યુધિષ્ઠિરે અનંતવિજય શંખ, નકુલે સુઘોષ શંખ તથા સહદેવે મણિપુષ્પક શંખ વગાડ્યો. ૧૬

काश्यश्च परमेष्वासः शिखण्डी च महारथः।
धृष्टद्युम्नो विराटश्च सात्यकिश्चापराजितः॥ १७॥
द्रुपदो द्रौपदेयाश्च सर्वशः पृथिवीपते।
सौभद्रश्च महाबाहुः शङ्खान्दध्मुः पृथक् पृथक्॥१८

તેમ જ હે રાજા! મોટા ધનુષવાળા કાશી-રાજ, મહારથી શિખંડી અને ધૃષ્ટદ્યુમ્ન, વિરાટ તથા અજિત સાત્યકિ અને હે પૃથ્વીપતિ! દ્રુપદ તથા દ્રૌપદીના પુત્રો અને મહાબાહુ સૌભદ્ર એ સર્વેએ જુદા જુદા શંખો વગાડ્યા. ૧૭,૧૮

स घोषो धार्तराष्ट्राणां हृदयानि व्यदारयत्।
नभश्च पृथिवीं चैव तुमुलो व्यनुनादयन्॥ १९॥

આકાશ અને પૃથ્વીને ગજાવતા તે ભયાનક નાદે કૌરવોનાં હૃદયોને ચીરી નાખ્યાં. ૧૯

अथ व्यवस्थितान्दृष्ट्वा धार्तराष्ट्रान्कपिध्वजः।
प्रवृत्ते शस्त्रसंपाते धनुरुद्यम्य पाण्डवः॥ २०॥

પછી હે રાજન્! શસ્ત્રપ્રહારની તૈયારી થઈ ત્યારે ગોઠવાઈને ઊભેલા કૌરવોને જોઈ ધનુષ

ઉઠાવી કપિધ્વજ અર્જુન શ્રીકૃષ્ણ પ્રત્યે આ વાક્ય બોલ્યો. ૨૦

अर्जुन उवाच । અર્જુન બોલ્યો:

हृषीकेशं तदा वाक्यमिदमाह महीपते ।
सेनयोरुभयोर्मध्ये रथं स्थापय मेऽच्युत ॥ २१ ॥
यावदेतान्निरीक्षेऽहं योद्धुकामानवस्थितान् ।
कैर्मया सह योद्धव्यमस्मिन् रणसमुद्यमे ॥ २२ ॥
योत्स्यमानानवेक्षेऽहं य एतेऽत्र समागताः ।
धार्तराष्ट्रस्य दुर्बुद्धेर्युद्धे प्रियचिकीर्षवः ॥ २३ ॥

હે અચ્યુત! મારા રથને બન્ને સેનાઓની વચ્ચે ઊભો રાખો; એટલે યુદ્ધ કરવા ઇચ્છતા અને ઊભેલા આ(યોદ્ધાઓ)ને બરાબર હું જોઈ લઉં કે, આ રણસંગ્રામમાં મારે કોની કોની સાથે લડવાનું છે! દુર્બુદ્ધિવાળા દુર્યોધનનું યુદ્ધમાં પ્રિય કરવા ઇચ્છતા જેઓ અહીં આવ્યા છે, તે યુદ્ધ કરવારાઓને હું સારી રીતે જોઈ લઉં. ૨૧–૨૩

संजय उवाच। સંજય બોલ્યા :

एवमुक्तो हृषीकेशो गुडाकेशेन भारत।
सेनयोरुभयोर्मध्ये स्थापयित्वा रथोत्तमम् ॥२४॥
भीष्मद्रोणप्रमुखतः सर्वेषां च महीक्षिताम्।
उवाच पार्थ पश्यैतान्समवेतान्कुरूनिति ॥ २५ ॥

હે ધૃતરાષ્ટ્ર ! એમ અર્જુને કહેલા શ્રીકૃષ્ણ તે ઉત્તમ રથને બન્ને સેનાઓની વચ્ચે અને ભીષ્મ, દ્રોણ તથા બધા રાજાઓની સામે ઊભો રાખી બોલ્યા : હે પાર્થ ! આ એકઠા મળેલા કૌરવો તું જો. ૨૪,૨૫

तत्रापश्यत्स्थितान्पार्थः पितॄनथ पितामहान्।
आचार्यान्मातुलान्भ्रातॄन्पुत्रान्पौत्रान्सखींस्तथा ॥
श्वसुरान्सुहृदश्चैव सेनयोरुभयोरपि।
तान्समीक्ष्य स कौन्तेयः सर्वान्बन्धूनवस्थितान् ॥
कृपया परयाविष्टो विषीदन्निदमब्रवीत्।

અર્જુને તે બંને સેનાઓમાં ઊભેલા વડીલો, પિતામહો, આચાર્યો મામા, ભાઈઓ, પુત્રો,

પૌત્રો, મિત્રો, સસરા તથા હિતૈષીઓને જોયા. ત્યાં ઊભેલા તે સર્વ બાંધવોને સારી રીતે જોઈ, તે અર્જુન અત્યંત કરુણાથી ઊભરાઈ જઈ ખેદ કરતો આમ બોલ્યો. ૨૬,૨૭

अर्जुन उवाच । અર્જુન બોલ્યો :

दृष्ट्वेमं स्वजनं कृष्ण युयुत्सुं समुपस्थितम् ॥२८॥
सीदन्ति मम गात्राणि मुखं च परिशुष्यति ।
वेपथुश्च शरीरे मे रोमहर्षश्च जायते ॥२९॥

હે કૃષ્ણ! યુદ્ધ કરવા ઇચ્છતા આ સ્વજનોને સામે ઊભેલા જોઈ મારાં ગાત્રો ઢીલાં થાય છે, મુખ સુકાય છે; શરીરમાં કંપ તથા રોમાંચ થાય છે.

गाण्डीवं स्रंसते हस्तात्त्वक्चैव परिदह्यते ।
न च शक्नोम्यवस्थातुं भ्रमतीव च मे मनः ॥३०॥

હાથમાંથી ગાંડીવ સરી પડે છે, ચામડી બળે છે, ઊભો રહેવા હું સમર્થ નથી અને મારું મન જાણે ભમે છે. ૩૦

निमित्तानि च पश्यामि विपरीतानि केशव ।
न च श्रेयोऽनुपश्यामि हत्वा स्वजनमाहवे ॥३१

વળી હે કેશવ ! હું વિપરીત ચિહ્નો જોઉં છું અને યુદ્ધમાં સ્વજનોને મારીને કલ્યાણ જોતો નથી. ૩૧

न काङ्क्षे विजयं कृष्ण न च राज्यं सुखानि च ।
किं नो राज्येन गोविन्द किं भोगैर्जीवितेन वा ॥

હે કૃષ્ણ ! વિજય, રાજ્ય અને સુખોને હું ઇચ્છતો નથી. હે ગોવિંદ ! અમારે રાજ્યથી શું ફળ છે ? અથવા ભોગો કે જીવનથી પણ શું પ્રયોજન છે ? ૩૨

येषामर्थे काङ्क्षितं नो राज्यं भोगाः सुखानि च ।
त इमेऽवस्थिता युद्धे प्राणांस्त्यक्त्वा धनानि च ॥

જેઓ માટે અમારે રાજ્ય, ભોગો અને સુખો ઇષ્ટ છે, તેઓ આ પ્રાણ તથા ધન ત્યજીને યુદ્ધ માટે ઊભા છે. ૩૩

आचार्याः पितरः पुत्रास्तथैव च पितामहाः ।
मातुलाः श्वसुराः पौत्राः श्यालाः संबन्धिनस्तथा ॥

(આમાં) આચાર્યો, વડીલો, પુત્રો, પિતા-

મહો, મામા, સસરા, પૌત્રો, સાળા અને બીજા સંબંધીઓ છે. ૩૪

एतान्न हन्तुमिच्छामि घ्नतोऽपि मधुसूदन ।
अपि त्रैलोक्यराज्यस्य हेतोः किं नु महीकृते ॥३५

તેઓ મને મારે તોપણ ત્રણે લોકના રાજ્ય માટે પણ હું એમને મારવા ઇચ્છતો નથી, તો હે મધુસૂદન! પૃથ્વી માટે કેમ જ મારું? ૩૫

निहत्य धार्तराष्ट्रान्नः का प्रीतिः स्याज्जनार्दन ।
पापमेवाश्रयेदस्मान्हत्वैतानाततायिनः ॥ ३६ ॥

હે જનાર્દન! ધૃતરાષ્ટ્રના પુત્રોને મારીને અમને શો આનંદ થાય? આ આતતાયીઓને× મારવાથી અમને પાપ જ લાગે. ૩૬

तस्मान्नार्हा वयं हन्तुं धार्तराष्ट्रान्स्वबान्धवान् ।
स्वजनं हि कथं हत्वा सुखिनः स्याम माधव ॥ ३७

માટે હે માધવ! પોતાના બાંધવ ધૃતરાષ્ટ્રના પુત્રોને મારવાને અમે યોગ્ય નથી; કેમ કે સ્વજનો-

× આગ લગાડનાર, ઝેર દેનાર, હથિયાર લઈ ધસી આવનાર અને ધન, જમીન કે સ્ત્રી લઈ જનાર.

ને મારી અમે સુખી કેમ થઈએ? ૩૭

यद्यप्येते न पश्यन्ति लोभोपहतचेतसः ।
कुलक्षयकृतं दोषं मित्रद्रोहे च पातकम् ॥ ३८

જોકે લોભથી નાશ પામેલ જ્ઞાનવાળા આ (કૌરવો) કુળના નાશથી કરેલા દોષને અને મિત્રદ્રોહના પાપને જોતા નથી. ૩૮

कथं न ज्ञेयमस्माभिः पापादस्मान्निवर्तितुम् ।
कुलक्षयकृतं दोषं प्रपश्यद्भिर्जनार्दन ॥ ३९ ॥

પણ હે જનાર્દન! કુળના નાશથી કરેલા દોષને જોતાં અમારે આ પાપથી અટકવાનું કેમ ન સમજવું? ૩૯

कुलक्षये प्रणश्यन्ति कुलधर्माः सनातनाः ।
धर्मे नष्टे कुलं कृत्स्नमधर्मोऽभिभवत्युत ॥४०

કુળનો નાશ થતાં સનાતન કુળધર્મો નાશ પામે છે અને (કુળ)ધર્મ નાશ પામતાં આખા કુળને અધર્મ દબાવી દે છે. ૪૦

अधर्माभिभवात्कृष्ण प्रदुष्यन्ति कुलस्त्रियः ।
स्त्रीषु दुष्टासु वार्ष्णेय जायते वर्णसङ्करः ॥ ४१ ॥

હે કૃષ્ણ! અધર્મના દબાણથી કુળની સ્ત્રીઓ દૂષિત થાય છે અને હે વાર્ષ્ણેય! સ્ત્રીઓ દુષ્ટ થાય, ત્યારે વર્ણસંકર (પ્રજા) જન્મે છે. ૪૧

**संकरो नरकायैव कुलघ्नानां कुलस्य च ।**
**पतन्ति पितरो ह्येषां लुप्तपिण्डोदक्रियाः ॥४२॥**

વર્ણસંકર (પ્રજા) કુળઘાતીઓ તથા કુળને નરક માટે જ થાય છે; કેમ કે પિંડ અને તર્પણક્રિયા જેઓની નાશ પામી હોય, એવા તેઓના પિતૃઓ (નરકમાં જ) પડે છે. ૪૨

**दोषैरेतैः कुलघ्नानां वर्णसंकरकारकैः ।**
**उत्साद्यन्ते जातिधर्माः कुलधर्माश्च शाश्वताः ॥४३**

કુળઘાતીઓના આ વર્ણસંકરકારક દોષોથી સનાતન જાતિધર્મો તથા કુળધર્મો નાશ પામે છે. ૪૩

**उत्सन्नकुलधर्माणां मनुष्याणां जनार्दन ।**
**नरकेऽनियतं वासो भवतीत्यनुशुश्रुम ॥ ४४ ॥**

હે જનાર્દન! જેમના કુળધર્મ નાશ પામ્યા હોય એવા મનુષ્યોનો અનિશ્ચિત સમય સુધી નરકમાં વાસ થાય છે, એમ અમે સાંભળીએ છીએ. ૪૪

अहो बत महत्पापं कर्तुं व्यवसिता वयम् ।
यद्राज्यसुखलोभेन हन्तुं स्वजनमुद्यताः ॥४५॥

અહો ! ખેદની વાત છે કે અમે મોટું પાપ કરવા તૈયાર થયા છીએ; કારણ કે રાજ્યસુખના લોભથી અમે સ્વજનને મારવા તૈયાર થયા છીએ.

यदि मामप्रतीकारमशस्त्रं शस्त्रपाणयः ।
धार्तराष्ट्रा रणे हन्युस्तन्मे क्षेमतरं भवेत् ॥४६॥

(એ કરતાં) શસ્ત્રરહિત અને સામનો નહિ કરતા મને શસ્ત્રધારી કૌરવો રણમાં જો મારે, તો તે મારું વધુ કલ્યાણ થાય. ૪૬

संजय उवाच । સંજય બોલ્યા :

एवमुक्त्वाऽर्जुनः संख्ये रथोपस्थ उपाविशत् ।
विसृज्य सशरं चापं शोकसंविग्नमानसः ॥४७॥

એમ રણભૂમિ પર કહી શોકથી વ્યાકુળ મનવાળો અર્જુન બાણ સહિત ધનુષ ત્યજી દઈ રથની (પાછલી) બેઠક ઉપર બેસી ગયો. ૪૭

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे अर्जुनविषादयोगो नाम प्रथमोऽध्यायः

# अध्याय २ जो–सांख्ययोग

संजय उवाच। સંજય બોલ્યો :

तं तथा कृपयाविष्टमश्रुपूर्णाकुलेक्षणम्।
विषीदन्तमिदं वाक्यमुवाच मधुसूदनः ॥ १ ॥

એમ કરુણાથી વ્યાપ્ત, આંસુભર્યાં વ્યાકુળ નેત્રોવાળા અને ખેદ કરતા તેને (અર્જુનને) મધુસૂદને આ વાક્ય કહ્યું : ૧

श्रीभगवानुवाच। શ્રીભગવાન બોલ્યા :

कुतस्त्वा कश्मलमिदं विषमे समुपस्थितम्।
अनार्यजुष्टमस्वर्ग्यमकीर्तिकरमर्जुन ॥ २ ॥
क्लैब्यं मा स्म गमः पार्थ नैतत्त्वय्युपपद्यते।
क्षुद्रं हृदयदौर्बल्यं त्यक्त्वोत्तिष्ठ परंतप ॥ ३ ॥

હે અર્જુન! અનાર્યોએ સેવેલો, સ્વર્ગને નહિ આપનારો અને અપકીર્તિકારક આ મોહ કવખતે તને ક્યાંથી પ્રાપ્ત થયો? હે પાર્થ! તું કાયર ન

થા. તને આ ઘટતું નથી. હે પરંતપ! હૃદયની આ તુચ્છ દુર્બળતા ત્યજી દઈ તું ઊભો થા. ૨,૩

अर्जुन उवाच । અર્જુન બોલ્યો:

कथं भीष्ममहं संख्ये द्रोणं च मधुसूदन।
इषुभिः प्रतियोत्स्यामि पूजार्हावरिसूदन॥४॥

હે મધુસૂદન! હે અરિસૂદન! ભીષ્મ અને દ્રોણાચાર્ય સામે યુદ્ધમાં બાણોથી હું કેમ લડું? કેમ કે તેઓ તો પૂજાયોગ્ય છે. ૪

गुरूनहत्वा हि महानुभावान् श्रेयो भोक्तुं भैक्ष्यमपीह लोके। हत्वार्थकामांस्तु गुरूनिहैव भुञ्जीय भोगान्रुधिरप्रदिग्धान्॥५॥

મહાનુભાવ વડીલોને નહિ મારી આ લોકમાં ભિક્ષાથી મેળવેલું ભોગવવું પણ વધારે સારું છે; કેમ કે વડીલોને મારીને તો અહીં તેમના લોહીથી ખરડાયેલા અર્થ અને કામરૂપ ભોગો મારે ભોગવવા પડે! ૫

न चैतद्विद्मः कतरन्नो गरीयो यद्वा जयेम यदि वा नो जयेयुः। यानेव हत्वा न जिजीविषामस्तेऽवस्थिताः प्रमुखे धार्तराष्ट्राः ॥६॥

વળી એ બેમાંનું કયું અમારા માટે શ્રેષ્ઠ છે અથવા અમે જીતીશું કે તેઓ અમને જીતશે તે અમે જાણતા નથી; જેઓને મારી અમે જીવવા જ ન ઇચ્છીએ, તે ધૃતરાષ્ટ્રના (પુત્રાદિ) સંબંધીઓ અમારી સામે (યુદ્ધ માટે) ઊભા છે!

कार्पण्यदोषोपहतस्वभावः पृच्छामि त्वां धर्मसंमूढचेताः। यच्छ्रेयः स्यान्निश्चितं ब्रूहि तन्मे शिष्यस्तेऽहं शाधि मां त्वां प्रपन्नम् ॥७॥

હીનતારૂપ દોષ વડે નાશ પામેલા સ્વભાવવાળો અને ધર્મમાં મૂઢ ચિત્તવાળો હું આપને પૂછું છું: મારે માટે જે ચોક્કસ કલ્યાણરૂપ હોય તે મને કહો, હું આપનો શિષ્ય છું; આપ શરણે આવેલા મને ઉપદેશ આપો. ૭

न हि प्रपश्यामि ममापनुद्याद्यच्छोकमुच्छो-
षणमिन्द्रियाणाम् । अवाप्य भूमावसपत्नमृद्धं
राज्यं सुराणामपि चाधिपत्यम् ॥८॥

પૃથ્વી પર શત્રુ વિનાનું અને સમૃદ્ધિવાળું રાજ્ય પામીને અથવા દેવતાઓનું આધિપત્ય મેળવીને પણ ઇંદ્રિયોને શોષી લેનારા મારા આ શોકને જે શમાવે, તે (ઉપાય) હું જોતો નથી. ૮

संजय उवाच । સંજય બોલ્યો :

एवमुक्त्वा हृषीकेशं गुडाकेशः परंतप ।
न योत्स्य इति गोविन्दमुक्त्वा तूष्णीं बभूव ह ॥९॥

હે ધૃતરાષ્ટ્ર! ઇંદ્રિયોના સ્વામી શ્રીકૃષ્ણને આ પ્રમાણે કહ્યા પછી અર્જુન 'હું યુદ્ધ નહીં કરું' એમ બોલી મૌન થઈ ગયો. ૯

तमुवाच हृषीकेशः प्रहसन्निव भारत ।
सेनयोरुभयोर्मध्ये विषीदन्तमिदं वचः ॥ १० ॥

હે ભારત! બન્ને સેનાઓની વચ્ચે ખેદ કરતા તે અર્જુનને, શ્રીકૃષ્ણ ઉપહાસ કરતા હોય તેમ આ વચન કહેવા લાગ્યા. ૧૦

श्रीभगवानुवाच। શ્રીભગવાન બોલ્યા :
अशोच्यानन्वशोचस्त्वं प्रज्ञावादांश्च भाषसे।
गतासूनगतासूंश्च नानुशोचन्ति पण्डिताः ॥११॥

તું શોક નહિ કરવા યોગ્યનો શોક કરે છે અને પંડિતાઈના બોલ બોલે છે, પણ પંડિતો તો મરેલાંનો કે જીવતાંનો શોક કરતા નથી. ૧૧

न त्वेवाहं जातु नासं न त्वं नेमे जनाधिपाः।
न चैव न भविष्यामः सर्वे वयमतः परम् ॥१२॥

હું કદી ન હતો એમ નથી; તેમ જ તું ન હતો કે આ રાજાઓ ન હતા (એવું) નથી; અને હવે પછી આપણે બધા નહિ હોઈએ, એમ પણ નથી. ૧૨

देहिनोऽस्मिन्यथा देहे कौमारं यौवनं जरा।
तथा देहान्तरप्राप्तिर्धीरस्तत्र न मुह्यति ॥ १३ ॥

જેમ દેહધારીને આ દેહમાં બાલ્ય, યૌવન અને વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થાય છે તેમ બીજા દેહની પ્રાપ્તિ થાય છે; ધીરજવાળો તેમાં મોહ પામતો નથી. ૧૩

मात्रास्पर्शास्तु कौन्तेय शीतोष्णसुखदुःखदाः ।
आगमापायिनोऽनित्यास्तांस्तितिक्षस्व भारत ॥१४

હે કૌંતેય! ઇંદ્રિયોના વિષયો સાથેના સંબંધો શીત, ઉષ્ણ, સુખ અને દુઃખ દેનારા, આવવા-જવાના સ્વભાવવાળા અને અનિત્ય છે; હે ભારત! તેઓને તું સહન કર. ૧૪

यं हि न व्यथयन्त्येते पुरुषं पुरुषर्षभ ।
समदुःखसुखं धीरं सोऽमृतत्वाय कल्पते ॥१५॥

હે પુરુષશ્રેષ્ઠ! સુખદુઃખને સમાન માનનારા જે ધીરજવાળા પુરુષને આ (ઇંદ્રિયોના વિષયો સાથેના સંબંધો) વ્યાકુળ કરતા નથી, તે અમરતા મેળવવા સમર્થ થાય છે. ૧૫

नासतो विद्यते भावो नाभावो विद्यते सतः ।
उभयोरपि दृष्टोऽन्तस्त्वनयोस्तत्त्वदर्शिभिः ॥१६॥

અસત્‌નો ભાવ (અસ્તિત્વ) નથી અને સત્‌નો અભાવ નથી. તત્ત્વદર્શીઓએ આ બંનેનો નિર્ણય જોયો છે. ૧૬

अविनाशि तु तद्विद्धि येन सर्वमिदं ततम्।
विनाशमव्ययस्यास्य न कश्चित्कर्तुमर्हति॥१७॥

જે વડે આ સઘળું વ્યાપ્ત છે તેને તું અવિનાશી જાણ; એ અવ્યય( અવિનાશી )નો વિનાશ કરવા કોઈ સમર્થ નથી. ૧૭

अन्तवत इमे देहा नित्यस्योक्ताः शरीरिणः।
अनाशिनोऽप्रमेयस्य तस्माद्युद्ध्यस्व भारत॥१८॥

નિત્ય, અવિનાશી અને અપ્રમેય (પ્રમાણના અવિષય) શરીરધારી( આત્મા )નાં આ શરીરો નાશવંત કહ્યાં છે; માટે હે ભારત! તું યુદ્ધ કર. ૧૮

य एनं वेत्ति हन्तारं यश्चैनं मन्यते हतम्।
उभौ तौ न विजानीतो नायं हन्ति न हन्यते॥१९

જે આ(આત્મા)ને મારનાર જાણે છે અથવા જે આને મરાયેલો માને છે, તેઓ બન્ને નથી સમજતા; કેમ કે આ (આત્મા) નથી મારતો કે નથી મરાતો. ૧૯

न जायते म्रियते वा कदाचिन्नायं भूत्वा भविता वा न भूयः। अजो नित्यः शाश्वतोऽयं पुराणो न हन्यते हन्यमाने शरीरे ॥ २० ॥

આ ( આત્મા ) કદી જન્મતો કે મરતો નથી; અથવા પૂર્વે નહિ હોઈ ફરી નહિ હોય, એમ પણ નથી. આ અજન્મા, નિત્ય, શાશ્વત અને પુરાતન છે તેથી શરીર મરાયા છતાં મરાતો નથી. ૨૦

वेदाविनाशिनं नित्यं य एनमजमव्ययम् ।
कथं स पुरुषः पार्थ कं घातयति हन्ति कम् ॥२१॥

હે પાર્થ! જે આને અવિનાશી, નિત્ય, અજન્મા અને અવિકારી જાણે છે, તે પુરુષ કોને કેવી રીતે મારે છે તથા કોને મરાવે છે? ૨૧

वासांसि जीर्णानि यथा विहाय नवानि गृह्णाति नरोऽपराणि। तथा शरीराणि विहाय जीर्णान्यन्यानि संयाति नवानि देही ॥ २२ ॥

જે મનુષ્ય જૂનાં વસ્ત્રો ત્યજી નવાં વસ્ત્રો ધારણ કરે છે, તેમ દેહધારી–આત્મા, જૂનાં શરીરો ત્યજી બીજાં નવાં શરીરો પામે છે. ૨૨

नैनं छिन्दन्ति शस्त्राणि नैनं दहति पावकः ।
न चैनं क्लेदयन्त्यापो न शोषयति मारुतः ॥२३॥

આ( આત્મા )ને શસ્ત્રો છેદતાં નથી, આને અગ્નિ બાળતો નથી, આને પાણી ભીંજવતું નથી અને પવન સૂકવતો નથી. ૨૩

अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव च ।
नित्यः सर्वगतः स्थाणुरचलोऽयं सनातनः ॥२४॥

આ (આત્મા) છેદવો અશક્ય, બાળવો અશક્ય, ભીંજવવો અશક્ય અને સૂકવવો અશક્ય જ છે; અને આ નિત્ય, બધે વ્યાપ્ત, સ્થિર, અચળ તથા સદાનો છે. ૨૪

अव्यक्तोऽयमचिन्त्योऽयमविकार्योऽयमुच्यते ।
तस्मादेवं विदित्वैनं नानुशोचितुमर्हसि ॥ २५ ॥

આ આત્મા અવ્યક્ત–ઇંદ્રિયોથી જાણવો અશક્ય, અચિંત્ય–મનથી ચિંતવવો અશક્ય અને અવિકારી કહેવાય છે; માટે એમ આને જાણીને તું શોક કરવાને યોગ્ય નથી. ૨૫

अथ चैनं नित्यजातं नित्यं वा मन्यसे मृतम् ।
तथापि त्वं महाबाहो नैनं शोचितुमर्हसि ॥२६॥

અથવા તું આત્માને સદા જન્મનારો અને મરનારો માને, તોપણ હે મહાબાહો! તું આનો શોક કરવાને યોગ્ય નથી. ૨૬

जातस्य हि ध्रुवो मृत्युर्ध्रुवं जन्म मृतस्य च ।
तस्मादपरिहार्येऽर्थे न त्वं शोचितुमर्हसि ॥२७॥

કેમ કે જન્મેલાનું મૃત્યુ નક્કી છે અને મરેલાનો જન્મ નક્કી છે; માટે ટાળવાને અશક્ય આ વિષયમાં તું શોક કરવાને યોગ્ય નથી. ૨૭

अव्यक्तादीनि भूतानि व्यक्तमध्यानि भारत ।
अव्यक्तनिधनान्येव तत्र का परिदेवना ॥ २८ ॥

હે ભારત! આ સ્થાવરજંગમ સૃષ્ટિ આદિમાં અપ્રકટ, મધ્યમાં પ્રકટ અને અંતે અપ્રકટ જ હોય છે; તેમાં શોક શો? ૨૮

आश्चर्यवत्पश्यति कश्चिदेनमाश्चर्यवद्वदति
तथैव चान्यः । आश्चर्यवच्चैनमन्यः शृणोति श्रुत्वा-
ऽप्येनं वेद न चैव कश्चित् ॥ २९ ॥

કોઈ આ આત્માને આશ્ચર્ય જેવો જુએ છે, તેમ જ બીજો કોઈ આને આશ્ચર્ય જેવો કહે છે તથા બીજો આને આશ્ચર્ય જેવો સાંભળે છે; અને કોઈ તો આને સાંભળીને પણ સમજતો નથી.

**देही नित्यमवध्योऽयं देहे सर्वस्य भारत ।**
**तस्मात्सर्वाणि भूतानि न त्वं शोचितुमर्हसि ॥३०॥**

હે ભારત! સર્વના શરીરમાં આ દેહધારી–આત્મા સદા હણાય નહિ એવો છે; તેથી સર્વ પ્રાણીઓનો શોક કરવો તને યોગ્ય નથી. ૩૦

**स्वधर्ममपि चावेक्ष्य न विकम्पितुमर्हसि ।**
**धर्म्याद्धि युद्धाच्छ्रेयोऽन्यत्क्षत्रियस्य न विद्यते ॥३१**

વળી સ્વધર્મને જોઈને પણ તું કંપવાને યોગ્ય નથી; કેમ કે ક્ષત્રિય માટે ધર્મયુક્ત યુદ્ધથી બીજું કલ્યાણ નથી. ૩૧

**यदृच्छया चोपपन्नं स्वर्गद्वारमपावृतम् ।**
**सुखिनः क्षत्रियाः पार्थ लभन्ते युद्धमीदृशम् ॥३२**

હે પાર્થ! અનાયાસે પ્રાપ્ત થયેલું, સ્વર્ગનાં ખુલ્લાં દ્વારરૂપ આવું યુદ્ધ ભાગ્યશાળી ક્ષત્રિયો

મેળવે છે. ૩૨

अथ चेत्त्वमिमं धर्म्यं संग्रामं न करिष्यसि ।
ततः स्वधर्मं कीर्तिं च हित्वा पापमवाप्स्यसि ॥३३

આમ છતાં જો તું આ ધર્મયુક્ત યુદ્ધ નહિ કરે તો સ્વધર્મ અને કીર્તિને ત્યજી પાપને પામીશ. ૩૩

अकीर्तिं चापि भूतानि कथयिष्यन्ति तेऽव्ययाम् ।
संभावितस्य चाकीर्तिर्मरणादतिरिच्यते ॥३४॥

વળી લોકો લાંબો કાળ રહેનારી તારી અપકીર્તિ કહેશે, અને પ્રતિષ્ઠા પામેલાંને અપકીર્તિ મરણથી (પણ) અધિક છે. ૩૪

भयाद्रणादुपरतं मंस्यन्ते त्वां महारथाः ।
येषां च त्वं बहुमतो भूत्वा यास्यसि लाघवम् ॥३५॥

મહારથીઓ તને ભયને લીધે રણમાંથી વિમુખ થયેલો માનશે અને જેઓમાં તું બહુમાન્ય થયો છે, તેઓમાં હલકો પડીશ. ૩૫

अवाच्यवादांश्च बहून्वदिष्यन्ति तवाहिताः ।
निन्दन्तस्तव सामर्थ्यं ततो दुःखतरं नु किम् ॥३६

અને તારા સામર્થ્યની નિંદા કરતા તારા શત્રુઓ ન બોલવા જેવાં ઘણાં વચનો બોલશે; તેથી વધારે દુઃખ કયું? ૩૬

हतो वा प्राप्स्यसि स्वर्गं जित्वा वा भोक्ष्यसे महीम्
तस्मादुत्तिष्ठ कौन्तेय युद्धाय कृतनिश्चयः ॥३७॥

જો તું માર્યો જઈશ, તો સ્વર્ગ પામીશ અથવા જીતીશ તો પૃથ્વી ભોગવીશ; તેથી હે કૌંતેય! યુદ્ધ માટે નિશ્ચય કરીને તું ઊઠ. ૩૭

सुखदुःखे समे कृत्वा लाभालाभौ जयाजयौ ।
ततो युद्धाय युज्यस्व नैवं पापमवाप्स्यसि ॥३८॥

સુખ-દુઃખને, લાભ-અલાભને તથા જય-પરાજયને સમાન ગણી યુદ્ધ માટે તું જોડાઈ જા; એ રીતે તું પાપને પામીશ નહિ. ૩૮

एषा तेऽभिहिता सांख्ये बुद्धियोगे त्विमां शृणु ।
बुद्ध्या युक्तो यया पार्थ कर्मबन्धं प्रहास्यसि ॥३९

આ જ્ઞાન તને સાંખ્યયોગ વિષેનું કહ્યું: હવે કર્મયોગ વિષેનું આ જ્ઞાન સાંભળ, જે જ્ઞાનથી યુક્ત થઈ હે પાર્થ! તું કર્મબંધનને ત્યજીશ. ૩૯

नेहाभिक्रमनाशोऽस्ति प्रत्यवायो न विद्यते ।
स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात् ॥४०

આ (કર્મયોગ)માં આરંભનો નાશ નથી અને દોષ નથી. આ ધર્મનું અતિ થોડું પણ (આચરણ) મોટા ભયથી બચાવે છે. ૪૦

व्यवसायात्मिका बुद्धिरेकेह कुरुनन्दन ।
बहुशाखा ह्यनन्ताश्च बुद्धयोऽव्यवसायिनाम् ॥४१

હે કુરુનંદન! આ કર્મયોગમાં નિશ્ચય-સ્વરૂપવાળું જ્ઞાન એક જ છે; નિશ્ચય વિનાનાઓનું જ્ઞાન ઘણી શાખાવાળું અને અનંત હોય છે. ૪૧

यामिमां पुष्पितां वाचं प्रवदन्त्यविपश्चितः ।
वेदवादरताः पार्थ नान्यदस्तीति वादिनः ॥४२॥
कामात्मानः स्वर्गपरा जन्मकर्मफलप्रदाम् ।
क्रियाविशेषबहुलां भोगैश्वर्यगतिं प्रति ॥ ४३ ॥

હે અર્જુન! જેઓ કામનાઓમાં તન્મય થયેલા છે અને સ્વર્ગ તથા સ્વર્ગનાં સુખોને જ (એક માત્ર પ્રાપ્ત કરવા યોગ્ય) પરમ વસ્તુરૂપે માને છે, તેઓ વેદનાં ફળદર્શક વાક્યોમાં આસક્ત

થઈને આના કરતાં બીજી કોઈ ઉત્તમ વસ્તુ છે જ નહીં એમ કહેનારા હોય છે. આવા અવિવેકીઓ જન્મ પર્યંત કર્મનાં ફળો આપનારી, ભોગ તથા ઐશ્વર્યવાળી ગતિ પ્રાપ્ત કરવા માટે કર્મકાંડની અનેક પ્રકારની ક્રિયાઓનું વર્ણન કરનારી વેદની (અર્થવાદવાળી, જેમાં પુષ્કળ ફળોની લાલચો બતાવેલી છે તેવી) ફૂલફૂલી વાણી બોલ્યા કરે છે. ૪૨,૪૩

भोगैश्वर्यप्रसक्तानां तयापहृतचेतसाम् ।
व्यवसायात्मिका बुद्धिः समाधौ न विधीयते ॥४४

વેદની એ રોચક વાણીથી હરાઈ ગયેલાં ચિત્તવાળા એ લોકો ભોગ અને ઐશ્વર્યમાં આસક્ત બની ગયા હોય છે. તેવાં ફળો માટેની ક્રિયાઓમાં ગૂંથાઈ ગયેલી તેમની બુદ્ધિ પછી સમાધિમાં (આત્મસ્વરૂપની સમતારૂપ સ્થિતિમાં) સ્થિર થઈ શકતી નથી. ૪૪

त्रैगुण्यविषया वेदा निस्त्रैगुण्यो भवार्जुन ।
निर्द्वन्द्वो नित्यसत्त्वस्थो निर्योगक्षेम आत्मवान् ॥

હે અર્જુન! વેદો ત્રિગુણાત્મક વિષયવાળા

છે. તું ત્રણે ગુણોથી રહિત, (સુખદુઃખાદિ) દ્વંદ્વો વિનાનો, નિત્ય ધૈર્યનિષ્ઠ, યોગક્ષેમ(ની ચિંતા)-રહિત તથા આત્મનિષ્ઠ થા. ૪૫

यावानर्थ उदपाने सर्वतः संप्लुतोदके ।
तावान्सर्वेषु वेदेषु ब्राह्मणस्य विजानतः ॥४६॥

તે પ્રમાણે આત્મસ્વરૂપને જાણનાર બ્રહ્મજ્ઞાનીને કર્મફળોનું વર્ણન કરનાર વેદો તો ચારે બાજુથી ભરપૂર જળાશય પ્રાપ્ત થયા પછી ખાબોચિયાના જેટલા જ જરૂરના રહે છે (અર્થાત્ પછી તેને કર્મફળ બતાવનાર વેદવિધિઓની કંઈ જરૂર રહેતી નથી). ૪૬

कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।
मा कर्मफलहेतुर्भूर्मा ते सङ्गोऽस्त्वकर्मणि ॥४७॥

તારો કર્મમાં જ અધિકાર છે, ફળમાં કદી નથી; તું કર્મફળના હેતુવાળો ન થા; તેમ જ કર્મ ન કરવામાં તારી આસક્તિ ન થાઓ. ૪૭

योगस्थः कुरु कर्माणि सङ्गं त्यक्त्वा धनंजय ।
सिद्ध्यसिद्ध्योः समो भूत्वा समत्वं योग उच्यते ॥

હે ધનંજય! તું યોગમાં રહી (ફળ વિષેની) આસક્તિ છોડી, સિદ્ધિ-અસિદ્ધિમાં સમાન થઈ કર્મો કર; 'સમતા' એ જ યોગ કહેવાય છે. ૪૮

दूरेण ह्यवरं कर्म बुद्धियोगाद्धनंजय।
बुद्धौ शरणमन्विच्छ कृपणाः फलहेतवः॥४९॥

હે ધનંજય! (સકામ) કર્મ બુદ્ધિયોગ-(સમત્વ બુદ્ધિયુક્ત નિષ્કામ કર્મ)થી ઘણું અધમ છે; (માટે સમત્વ) બુદ્ધિમાં તું શરણ લે; કેમ કે ફળના હેતુવાળા-સકામ પુરુષો તો પામર છે. ૪૯

बुद्धियुक्तो जहातीह उभे सुकृतदुष्कृते।
तस्माद्योगाय युज्यस्व योगः कर्मसु कौशलम्॥

(સમત્વ) બુદ્ધિવાળો પુણ્ય અને પાપ બન્નેને અહીં ત્યજી દે છે, તેથી (એ) યોગ માટે તું જોડાઈ જા. કર્મોમાં કુશળતા એ યોગ છે. ૫૦

कर्मजं बुद्धियुक्ता हि फलं त्यक्त्वा मनीषिणः।
जन्मबन्धविनिर्मुक्ताः पदं गच्छन्त्यनामयम्॥५१

કેમ કે કર્મથી ઉત્પન્ન થતાં ફળ ત્યજીને (સમત્વ) બુદ્ધિથી યુક્ત થયેલા જ્ઞાનીઓ જન્મ-

રૂપ બંધનથી મુક્ત થઈ ઉપદ્રવરહિત (મોક્ષ) પદને પામે છે. ૫૧

यदा ते मोहकलिलं बुद्धिर्व्यतितरिष्यति ।
तदा गन्तासि निर्वेदं श्रोतव्यस्य श्रुतस्य च ॥५२

જ્યારે તારી બુદ્ધિ મોહરૂપી મેલને ત્યજશે, ત્યારે તું સાંભળેલાં અને સાંભળવા બાકી રહેલાં કર્મફળો તરફ વૈરાગ્ય પામીશ. ૫૨

श्रुतिविप्रतिपन्ना ते यदा स्थास्यति निश्चला ।
समाधावचला बुद्धिस्तदा योगमवाप्स्यसि ॥५३

અનેક પ્રકારના સિદ્ધાંતો સાંભળીને વિભ્રમમાં પડેલી તારી બુદ્ધિ જ્યારે નિશ્ચળ થઈને સમતારૂપ સમાધિમાં સ્થિર થશે, ત્યારે તું (સમત્વ બુદ્ધિ-રૂપ) યોગને પામીશ. ૫૩

अर्जुन उवाच । અર્જુન બોલ્યો :

स्थितप्रज्ञस्य का भाषा समाधिस्थस्य केशव ।
स्थितधीः किं प्रभाषेत किमासीत व्रजेत किम् ॥५४

હે કેશવ! સમાધિમાં રહેલા સ્થિતપ્રજ્ઞની વ્યાખ્યા શી છે? તે મનુષ્ય સ્થિર બુદ્ધિવાળો હોઈ

બોલવા–ચાલવા, બેસવા–ઊઠવા વગેરેમાં કેવી રીતે વર્તે છે? ૫૪

श्रीभगवानुवाच। શ્રીભગવાન બોલ્યા:

प्रजहाति यदा कामान्सर्वान्पार्थ मनोगतान्।
आत्मन्येवात्मना तुष्टः स्थितप्रज्ञस्तदोच्यते ॥५५

હે પાર્થ! જ્યારે મનુષ્ય મનમાં રહેલી સર્વ કામનાઓ ત્યજી દે છે અને આત્મા વડે આત્મામાંજ સંતોષ પામે છે, ત્યારે તે સ્થિતપ્રજ્ઞ કહેવાય છે. ૫૫

दुःखेष्वनुद्विग्नमनाः सुखेषु विगतस्पृहः।
वीतरागभयक्रोधः स्थितधीर्मुनिरुच्यते ॥ ५६ ॥

દુઃખોમાં ઉદ્વેગરહિત મનવાળો, સુખોમાં નિઃસ્પૃહ થયેલો અને જેના રાગ, ભય તથા ક્રોધ ગયા હોય, તે સ્થિતપ્રજ્ઞ મુનિ કહેવાય છે. ૫૬

यः सर्वत्रानभिस्नेहस्तत्तत्प्राप्य शुभाशुभम्।
नाभिनन्दति न द्वेष्टि तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥५७

જે સર્વત્ર આસક્તિરહિત હોય અને સારું કે ખોટું જે કંઈ પ્રાપ્ત થાય એથી હર્ષ કે ખેદ

કરતો નથી, તેની બુદ્ધિ સ્થિર છે. ૫૭

**यदा संहरते चायं कूर्मोऽङ्गानीव सर्वशः ।**
**इन्द्रियाणीन्द्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥५८**

જેમ કાચબો સર્વ અંગો સમેટી લે છે, તેમ આ (મનુષ્ય), જ્યારે સર્વ ઇંદ્રિયોને ઇંદ્રિયોના વિષયોથી ખેંચી લે છે, ત્યારે તેની બુદ્ધિ સ્થિર થાય છે. ૫૮

**विषया विनिवर्तन्ते निराहारस्य देहिनः ।**
**रसवर्जं रसोऽप्यस्य परं दृष्ट्वा निवर्तते ॥ ५९ ॥**

નિરાહારી પ્રાણીના વિષયો (તો) નિવૃત્ત થાય છે, (પણ એ વિષયો તરફનો) તેનો રસ (વાસના) દૂર થતો નથી. એ રસ (તો સર્વ રસોના પરમ રસ એવા) પરમાત્માના દર્શનથી નિવૃત્ત થાય છે. ૫૯

**यततो ह्यपि कौन्तेय पुरुषस्य विपश्चितः ।**
**इन्द्रियाणि प्रमाथीनि हरन्ति प्रसभं मनः ॥६०॥**

હે કૌંતેય ! ઇંદ્રિયો એવી મંથન કરનારી છે કે નિગ્રહનો પ્રયત્ન કરતા વિદ્વાન પુરુષના મનને પણ

તેઓ બળાત્કારે (વિષયો તરફ) ખેંચે છે. ૬૦

तानि सर्वाणि संयम्य युक्त आसीत मत्परः ।
वशे हि यस्येन्द्रियाणि तस्य प्रज्ञा प्रतिष्ठिता॥६१

તે સર્વ ઇંદ્રિયોને વશ કરી યોગીએ મારામાં તન્મય રહેવું; કેમ કે જેની ઇંદ્રિયો વશ હોય છે, તેની બુદ્ધિ સ્થિર થાય છે. ૬૧

ध्यायतो विषयान्पुंसः सङ्गस्तेषूपजायते ।
सङ्गात्संजायते कामः कामात्क्रोधोऽभिजायते॥६२

વિષયોનું ચિંતન કરતા પુરુષને તેઓમાં આસક્તિ થાય છે, આસક્તિથી કામના થાય છે અને કામનાથી ક્રોધ જન્મે છે. ૬૨

क्रोधाद्भवति संमोहः संमोहात्स्मृतिविभ्रमः ।
स्मृतिभ्रंशाद् बुद्धिनाशो बुद्धिनाशात्प्रणश्यति॥६३

ક્રોધથી મૂઢતા થાય છે, મૂઢતાથી સ્મૃતિનો નાશ થાય છે, સ્મૃતિના નાશથી બુદ્ધિનો નાશ થાય છે અને બુદ્ધિના નાશથી (મનુષ્ય) સંપૂર્ણ નાશ પામે છે. ૬૩

रागद्वेषवियुक्तैस्तु विषयानिन्द्रियैश्चरन् ।
आत्मवश्यैर्विधेयात्मा प्रसादमधिगच्छति ॥६४॥

વશ અંતઃકરણવાળો (મનુષ્ય) રાગદ્વેષ-રહિત અને સ્વાધીન થયેલી ઇંદ્રિયો વડે પ્રવૃત્તિ કરતો છતાં (અંતઃકરણની) પ્રસન્નતા પામે છે. ૬૪

प्रसादे सर्वदुःखानां हानिरस्योपजायते ।
प्रसन्नचेतसो ह्याशु बुद्धिः पर्यवतिष्ठते ॥ ६५ ॥

(એ) પ્રસન્નતા થતાં આ(મનુષ્ય)નાં સર્વ દુઃખનો નાશ થાય છે; કેમ કે પ્રસન્ન ચિત્ત-વાળાની બુદ્ધિ જલદી સ્થિર થાય છે. ૬૫

नास्ति बुद्धिरयुक्तस्य न चायुक्तस्य भावना ।
न चाभावयतः शान्तिरशान्तस्य कुतः सुखम् ॥६६

અયુક્ત–અસંયમીની બુદ્ધિ (સ્થિર હોતી) નથી અને અયુક્તને ભાવના (શ્રદ્ધા–ભક્તિ) હોતી નથી; ભાવનારહિતને શાંતિ નથી અને અશાંતને સુખ ક્યાંથી હોય? ૬૬

इन्द्रियाणां हि चरतां यन्मनोऽनुविधीयते ।
तदस्य हरति प्रज्ञां वायुर्नावमिवाम्भसि ॥६७॥

કારણ કે ભટકતી ઇંદ્રિયોમાંની જે ઇંદ્રિયને મન અનુસરે છે, તે ઇંદ્રિય આ પુરુષની બુદ્ધિને જેમ વાયુ જળમાં નાવને ખેંચી જાય, તેમ ખેંચી જાય છે. ૬૭

**तस्माद्यस्य महाबाहो निगृहीतानि सर्वशः ।**
**इन्द्रियाणीन्द्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥६८**

માટે હે મહાબાહો! જેની ઇંદ્રિયો સર્વ વિષયોમાંથી નીકળીને સર્વ રીતે વશ થયેલી છે, તેની બુદ્ધિ સ્થિર થાય છે. ૬૮

**या निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी ।**
**यस्यां जाग्रति भूतानि सा निशा पश्यतो मुनेः ॥**

જે (જ્ઞાનદશા) સર્વ પ્રાણીઓની રાત્રિ છે, તેમાં સંયમી જાગે છે અને જે(ભોગેચ્છા)માં પ્રાણીઓ જાગે છે; તે (પરમાત્માને જોતા) મુનિની રાત્રિ છે. ૬૯

**आपूर्यमाणमचलप्रतिष्ठं समुद्रमापः प्रविशन्ति यद्वत् । तद्वत्कामा यं प्रविशन्ति सर्वे स शान्तिमाप्नोति न कामकामी ॥७०॥**

નદીઓના પ્રવેશથી ચોતરફ ભરાતો છતાં સમુદ્ર

જેમ અચળ રહે છે, તેમ સર્વ વિષયો જેમાં (વિકાર કર્યા વિના) પ્રવેશે, તે મનુષ્ય શાંતિ પામે છે, વિષયોને ઇચ્છનારો શાંતિ પામતો નથી. ૭૦

**विहाय कामान्यः सर्वान्पुमांश्चरति निस्पृहः ।**
**निर्ममो निरहङ्कारः स शान्तिमधिगच्छति ॥७१**

જે (પુરુષ) સર્વ કામનાઓ ત્યજી નિઃસ્પૃહ, મમતારહિત અને અહંકારરહિત થઈ વિચરે છે, તે શાંતિ પામે છે. ૭૧

**एषा ब्राह्मी स्थितिः पार्थ नैनां प्राप्य विमुह्यति ।**
**स्थित्वाऽस्यामन्तकालेऽपि ब्रह्म निर्वाणमृच्छति ॥**

હે પાર્થ! બ્રહ્મને પ્રાપ્ત થયેલાની સ્થિતિ આવી છે; તે પામ્યા પછી મનુષ્ય મોહને વશ થતો નથી. અંતકાળે પણ આ સ્થિતિમાં રહીને તે શાંત બ્રહ્મપદને પામે છે. ૭૨

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे सांख्ययोगो नाम द्वितीयोऽध्यायः ॥२॥

એ પ્રમાણે ઉપનિષદ, બ્રહ્મવિદ્યા તથા યોગશાસ્ત્રરૂપ શ્રીમદ્ ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણ તથા અર્જુનના સંવાદ વિષે 'સાંખ્યયોગ' નામનો ૨ જો અધ્યાય સંપૂર્ણ

# अध्याय ३ जो–कर्मयोग

अर्जुन उवाच। અર્જુન બોલ્યો :

ज्यायसी चेत्कर्मणस्ते मता बुद्धिर्जनार्दन ।
तत्किं कर्मणि घोरे मां नियोजयसि केशव ॥१॥

હે જનાર્દન ! કર્મ કરતાં જ્ઞાનને જો તમે વધારે સારું માન્યું છે, તો હે કેશવ ! તમે મને ઘોર કર્મમાં કેમ જોડો છો ? ૧

व्यामिश्रेणेव वाक्येन बुद्धिं मोहयसीव मे ।
तदेकं वद निश्चित्य येन श्रेयोऽहमाप्नुयाम् ॥२॥

આપ આવાં ભેળસેળવાળાં વાક્યોથી મારી બુદ્ધિને મૂંઝવણમાં નાખતા હો તેવું લાગે છે તો (જ્ઞાન અથવા કર્મ) એક વસ્તુ નિશ્ચિત કરીને કહો કે જેથી હું કલ્યાણને પ્રાપ્ત થાઉં. ૨

श्रीभगवानुवाच। શ્રીભગવાન બોલ્યા :

लोकेऽस्मिन्द्विविधा निष्ठा पुरा प्रोक्ता मयानघ ।
ज्ञानयोगेन सांख्यानां कर्मयोगेन योगिनाम् ॥३॥

હે નિષ્પાપ ! આ લોકમાં જ્ઞાન વડે જ્ઞાનીઓની અને કર્મયોગ વડે યોગીઓની, ( એમ ) બે પ્રકારની નિષ્ઠા મેં પૂર્વે કહી છે. ૩

**न कर्मणामनारम्भान्नैष्कर्म्यं पुरुषोऽश्नुते ।**
**न च संन्यसनादेव सिद्धिं समधिगच्छति ॥४॥**

મનુષ્ય કેવળ કર્મો ન કરવાથી ( કર્મોથી મુક્ત થવા રૂપ ) મારા નૈષ્કર્મ્ય×ભાવને પામતો નથી; તેમ જ કેવળ કર્મોના ત્યાગથી સિદ્ધિને પ્રાપ્ત થતો નથી.

**नहि कश्चित्क्षणमपि जातु तिष्ठत्यकर्मकृत् ।**
**कार्यते ह्यवशः कर्म सर्वः प्रकृतिजैर्गुणैः ॥५॥**

વળી કોઈ પણ મનુષ્ય એક ક્ષણમાત્ર પણ કર્મ કર્યા વગર રહી શકતો નથી; કારણ કે પ્રકૃતિના ગુણોથી ( બંધાયેલા ) સર્વને પરવશપણે કર્મો તો કરવાં જ પડે છે. ૫

**कर्मेन्द्रियाणि संयम्य य आस्ते मनसा स्मरन् ।**
**इन्द्रियार्थान्विमूढात्मा मिथ्याचारः स उच्यते ॥६**

× જે અવસ્થામાં કર્મો અકર્મરૂપ થાય છે અને ફળ ઉત્પન્ન કરી શકતાં નથી, તેનું નામ 'નૈષ્કર્મ્ય' છે.

જે મૂઢાત્મા કર્મેંદ્રિયોને વશ કરી મન વડે ઇંદ્રિયોના વિષયોનું ચિંતન કરતો રહે છે, તે મિથ્યાચારી–ઢોંગી કહેવાય છે. ૬

यस्त्विन्द्रियाणि मनसा नियम्यारभतेऽर्जुन।
कर्मेन्द्रियैः कर्मयोगमसक्तः स विशिष्यते ॥७॥

પરંતુ હે અર્જુન! મન વડે ઇંદ્રિયોને વશ કરી ફલાસક્તિરહિત થઈને, જે કર્મેંદ્રિયો વડે કર્મ-યોગનો આરંભ કરે છે, તે અતિ શ્રેષ્ઠ થાય છે. ૭

नियतं कुरु कर्म त्वं कर्म ज्यायो ह्यकर्मणः।
शरीरयात्रापि च ते न प्रसिद्ध्येदकर्मणः ॥८॥

તું ઇંદ્રિયો નિયમમાં રાખી કર્તવ્ય કર્મ કર; કેમ કે કર્મ ન કરવા કરતાં કર્મ (કરવું) વધારે સારું છે; અને કર્મ નહિ કરવાથી તારો શરીરનિર્વાહ પણ સિદ્ધ નહિ થાય. ૮

यज्ञार्थात्कर्मणोऽन्यत्र लोकोऽयं कर्मबन्धनः।
तदर्थं कर्म कौन्तेय मुक्तसङ्गः समाचर ॥९॥

હે કૌંતેય! યજ્ઞ માટેનાં કર્મ સિવાય બીજા કર્મમાં આ લોક કર્મરૂપ બંધનવાળો થાય છે;

માટે હે અર્જુન! ફલાસક્તિ ત્યજીને તું યજ્ઞ માટે કર્મ કર. ૯

सहयज्ञाः प्रजाः सृष्ट्वा पुरोवाच प्रजापतिः ।
अनेन प्रसविष्यध्वमेष वोऽस्त्विष्टकामधुक् ॥१०॥

પૂર્વે યજ્ઞ સહિત પ્રજાઓને સર્જીને બ્રહ્માએ કહ્યું : ‘આ યજ્ઞ વડે તમે વૃદ્ધિ પામો. એ તમારી ઈચ્છિત કામનાઓ પૂર્ણ કરનાર થાઓ.’ ૧૦

देवान्भावयतानेन ते देवा भावयन्तु वः ।
परस्परं भावयन्तः श्रेयः परमवाप्स्यथ ॥ ११ ॥

આ યજ્ઞ વડે તમે દેવોને સંતુષ્ટ કરો અને તે દેવો તમને સંતુષ્ટ કરે; પરસ્પર સંતુષ્ટ કરતા તમે પરમ કલ્યાણ પામશો. ૧૧

इष्टान्भोगान्हि वो देवा दास्यन्ते यज्ञभाविताः ।
तैर्दत्तानप्रदायैभ्यो यो भुङ्क्ते स्तेन एव सः ॥१२

કેમ કે યજ્ઞ વડે સંતુષ્ટ થયેલા દેવો તમને ઈચ્છિત ભોગો આપશે; (પરંતુ) તેમણે આપેલા (ભોગો) તેમને નહિ આપી જે (પોતે જ) ભોગવે છે, તે ચોર જ છે. ૧૨

यज्ञशिष्टाशिनः सन्तो मुच्यन्ते सर्वकिल्बिषैः ।
भुञ्जते ते त्वघं पापा ये पचन्त्यात्मकारणात् ॥१३॥

યજ્ઞથી વધેલું જમનારા સત્પુરુષો સર્વ પાપોથી મુક્ત થાય છે; પરંતુ જે પાપીઓ પોતાના કારણે રાંધે છે, તેઓ પાપ જ ખાય છે. ૧૩

अन्नाद्भवन्ति भवन्ति भूतानि पर्जन्यादन्नसंभवः ।
यज्ञाद्भवति पर्जन्यो यज्ञः कर्मसमुद्भवः ॥ १४ ॥

અન્નથી પ્રાણીઓ થાય છે, વરસાદથી અન્ન થાય છે, યજ્ઞથી વરસાદ થાય છે અને યજ્ઞ કર્મથી ઉત્પન્ન થાય છે. ૧૪

कर्म ब्रह्मोद्भवं विद्धि ब्रह्माक्षरसमुद्भवम् ।
तस्मात्सर्वगतं ब्रह्म नित्यं यज्ञे प्रतिष्ठितम् ॥ १५ ॥

કર્મને વેદથી ઊપજેલું તું જાણ. વેદ પરમાત્માથી ઉત્પન્ન થયેલ છે; માટે સર્વવ્યાપક પરમાત્મા યજ્ઞમાં નિત્ય રહેલા છે. ૧૫

एवं प्रवर्तितं चक्रं नानुवर्तयतीह यः ।
अघायुरिन्द्रियारामो मोघं पार्थ स जीवति ॥१६

कर्मणैव हि संसिद्धिमास्थिता जनकादयः ।
लोकसङ्ग्रहमेवापि संपश्यन्कर्तुमर्हसि ॥ २० ॥

જનક વગેરે કર્મ વડે જ પરમ સિદ્ધિ પામ્યા છે; (વળી) લોકસંગ્રહ જોઈને પણ કર્મ કરવા યોગ્ય છે. ૨૦

यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवतरो जनः ।
स यत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्तते ॥२१॥

શ્રેષ્ઠ મનુષ્ય જે જે આચરણ કરે છે તે અનુકરણ બીજા લોકો કરે છે, તે જેને પ્રમાણ બનાવે છે તે અનુસાર લોકો વર્તે છે. ૨૧

न मे पार्थास्ति कर्तव्यं त्रिषु लोकेषु किंचन ।
नानवाप्तमवाप्तव्यं वर्त एव च कर्मणि ॥ २२ ॥

હે પાર્થ! મારે ત્રણે લોકમાં કંઈ કરવાનુ નથી કે નહિ મળેલું મેળવવાનું નથી; છતાં હું કર્મમાં વર્તું જ છું. ૨૨

यदि ह्यहं न वर्तेयं जातु कर्मण्यतन्द्रितः ।
मम वर्त्मानुवर्तन्ते मनुष्याः पार्थ सर्वशः ॥२३

હે પાર્થ ! એમ આ લોકમાં પ્રવર્તેલા ચક્રને
› અનુસરતો નથી, તે પાપી જીવનવાળો તથા
દ્રિયલંપટ હોઈ વ્યર્થ જીવે છે. ૧૬

ास्त्वात्मरतिरेव स्यादात्मतृप्तश्च मानवः ।
ात्मन्येव च संतुष्टस्तस्य कार्यं न विद्यते ॥१७॥

પરંતુ જે મનુષ્ય આત્મામાં જ પ્રીતિવાળો,
ાત્મામાં જ તૃપ્ત તથા આત્મામાં જ સંતુષ્ટ
હે છે, તેને (કંઈ) કરવાનું રહેતું નથી. ૧૭

व तस्य कृतेनार्थो नाकृतेनेह कश्चन।
। चास्य सर्वभूतेषु कश्चिदर्थव्यपाश्रयः ॥ १८ ॥

આ સંસારમાં તેને કરેલાં કે નહિ કરેલાં
ર્મથી કોઈ સ્વાર્થ હોતો નથી; તેમ જ તેનો સર્વ
ાણીઓમાં કોઈ સ્વાર્થનો સંબંધ નથી. ૧૮

ास्मादसक्तः सततं कार्यं कर्म समाचर ।
असक्तो ह्याचरन्कर्म परमाप्नोति पूरुषः ॥ १९ ॥

માટે ફળમાં આસક્ત થયા વિના નિરંતર
ર્તવ્ય કર્મ તું સારી રીતે કર; કેમ કે આસક્તિ-
રહિત થઈ કર્મ કરતો પુરુષ મોક્ષ પામે છે. ૧૯

હે પાર્થ ! એમ આ લોકમાં પ્રવર્તેલા ચક્રને જે અનુસરતો નથી, તે પાપી જીવનવાળો તથા ઇંદ્રિયલંપટ હોઈ વ્યર્થ જીવે છે. ૧૬

**यस्त्वात्मरतिरेव स्यादात्मतृप्तश्च मानवः ।**
**आत्मन्येव च संतुष्टस्तस्य कार्यं न विद्यते ॥१७॥**

પરંતુ જે મનુષ્ય આત્મામાં જ પ્રીતિવાળો, આત્મામાં જ તૃપ્ત તથા આત્મામાં જ સંતુષ્ટ રહે છે, તેને (કંઈ) કરવાનું રહેતું નથી. ૧૭

**नैव तस्य कृतेनार्थो नाकृतेनेह कश्चन ।**
**न चास्य सर्वभूतेषु कश्चिदर्थव्यपाश्रयः ॥ १८ ॥**

આ સંસારમાં તેને કરેલાં કે નહિ કરેલાં કર્મથી કોઈ સ્વાર્થ હોતો નથી; તેમ જ તેનો સર્વ પ્રાણીઓમાં કોઈ સ્વાર્થનો સંબંધ નથી. ૧૮

**तस्मादसक्तः सततं कार्यं कर्म समाचर ।**
**असक्तो ह्याचरन्कर्म परमाप्नोति पूरुषः ॥ १९ ॥**

માટે ફળમાં આસક્ત થયા વિના નિરંતર કર્તવ્ય કર્મ તું સારી રીતે કર; કેમ કે આસક્તિ-રહિત થઈ કર્મ કરતો પુરુષ મોક્ષ પામે છે. ૧૯

कर्मणैव हि संसिद्धिमास्थिता जनकादयः ।
लोकसङ्ग्रहमेवापि संपश्यन्कर्तुमर्हसि ॥२०॥

જનક વગેરે કર્મ વડે જ પરમ સિદ્ધિ પામ્યા છે; (વળી) લોકસંગ્રહ જોઈને પણ તું કર્મ કરવા યોગ્ય છે. ૨૦

यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः ।
स यत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्तते ॥२१॥

શ્રેષ્ઠ મનુષ્ય જે જે આચરણ કરે છે તેનું અનુકરણ બીજા લોકો કરે છે, તે જેને પ્રમાણ બનાવે છે તે અનુસાર લોકો વર્તે છે. ૨૧

न मे पार्थास्ति कर्तव्यं त्रिषु लोकेषु किंचन ।
नानवाप्तमवाप्तव्यं वर्त एव च कर्मणि ॥२२॥

હે પાર્થ! મારે ત્રણે લોકમાં કંઈ કરવાનું નથી કે નહિ મળેલું મેળવવાનું નથી; છતાં હું કર્મમાં વર્તું જ છું. ૨૨

यदि ह्यहं न वर्तेयं जातु कर्मण्यतन्द्रितः ।
मम वर्त्मानुवर्तन्ते मनुष्याः पार्थ सर्वशः

प्रकृतेः क्रियमाणानि गुणैः कर्माणि सर्वशः ।
अहङ्कारविमूढात्मा कर्ताहमिति मन्यते ॥२७॥

સર્વ કર્મો પ્રકૃતિના ગુણો વડે કરાય છે. (છતાં) અહંકારથી મૂઢ થયેલા ચિત્તવાળો 'હું કર્તા છું' એમ માને છે. ૨૭

तत्त्ववित्तु महाबाहो गुणकर्मविभागयोः ।
गुणा गुणेषु वर्तन्त इति मत्वा न सज्जते ॥२८॥

હે મહાબાહો! ગુણવિભાગ અને કર્મવિભાગના તત્ત્વને જાણનારો તો 'ગુણો ગુણોમાં વર્તે છે,' એમ માની આસક્ત થતો નથી. ૨૮

प्रकृतेर्गुणसंमूढाः सज्जन्ते गुणकर्मसु ।
तानकृत्स्नविदो मन्दान्कृत्स्नविन्न विचालयेत्॥२९

પ્રકૃતિના ગુણો વડે મોહ પામેલા (મનુષ્યો) ગુણ તથા કર્મમાં આસક્ત થાય છે; પૂર્ણ વસ્તુ નહિ જાણનારા તે અજ્ઞાનીઓને પૂર્ણજ્ઞાની ચલિત ન કરે. ૨૯

मयि सर्वाणि कर्माणि संन्यस्याध्यात्मचेतसा ।
निराशीर्निर्ममो भूत्वा युध्यस्व विगतज्वरः ॥३

प्रकृतेः क्रियमाणानि गुणैः कर्माणि सर्वशः ।
अहङ्कारविमूढात्मा कर्ताहमिति मन्यते ॥२७॥

સર્વ કર્મો પ્રકૃતિના ગુણો વડે કરાય છે. (છતાં) અહંકારથી મૂઢ થયેલા ચિત્તવાળો 'હું કર્તા છું' એમ માને છે. ૨૭

तत्त्ववित्तु महाबाहो गुणकर्मविभागयोः ।
गुणा गुणेषु वर्तन्त इति मत्वा न सज्जते ॥२८॥

હે મહાબાહો ! ગુણવિભાગ અને કર્મવિભાગના તત્ત્વને જાણનારો તો 'ગુણો ગુણોમાં વર્તે છે,' એમ માની આસક્ત થતો નથી. ૨૮

प्रकृतेर्गुणसंमूढाः सज्जन्ते गुणकर्मसु ।
तानकृत्स्नविदो मन्दान्कृत्स्नविन्न विचालयेत्॥२९

પ્રકૃતિના ગુણો વડે મોહ પામેલા (મનુષ્યો) ગુણ તથા કર્મમાં આસક્ત થાય છે; પૂર્ણ વસ્તુ નહિ જાણનારા તે અજ્ઞાનીઓને પૂર્ણજ્ઞાની ચલિત ન કરે. ૨૯

मयि सर्वाणि कर्माणि संन्यस्याध्यात्मचेतसा ।
निराशीर्निर्ममो भूत्वा युध्यस्व विगतज्वरः ॥३०॥

આત્મનિષ્ઠ ચિત્ત વડે બધાં કર્મો મારામાં અર્પણ કરી ફલાશારહિત, મમતાવિનાનો તથા શોકરહિત થઈ તું યુદ્ધ કર. ૩૦

**ये मे मतमिदं नित्यमनुतिष्ठन्ति मानवाः ।**
**श्रद्धावन्तोऽनसूयन्तो मुच्यन्ते तेऽपि कर्मभिः ॥३१**

જે મનુષ્યો મારા આ મતને દ્વેષબુદ્ધિથી રહિત થઈને શ્રદ્ધાથી આચરે છે, તેઓ પણ કર્મોના બંધનથી મુક્ત થાય છે. ૩૧

**ये त्वेतदभ्यसूयन्तो नानुतिष्ठन्ति मे मतम् ।**
**सर्वज्ञानविमूढांस्तान्विद्धि नष्टानचेतसः ॥३२ ॥**

પરંતુ જેઓ મારા આ મતનો દ્વેષ કરતા આ પ્રમાણે ચાલતા નથી, તે મૂર્ખાઓને તો તું બધા જ્ઞાનમાં મૂઢ અને નષ્ટ થયેલા સમજ. ૩૨

**सदृशं चेष्टते स्वस्याः प्रकृतेर्ज्ञानवानपि ।**
**प्रकृतिं यान्ति भूतानि निग्रहः किं करिष्यति ॥३३**

જ્ઞાની પણ પોતાની પ્રકૃતિ (સ્વભાવ) અનુસાર ચેષ્ટા કરે છે, બધાં પ્રાણીઓ પ્રકૃતિને અનુસરે છે; (એમાં) પ્રકૃતિનો (સ્વાભાવિક ક્રિયાઓનો)

નિગ્રહ શું કરી શકશે? ૩૩

**इन्द्रियस्येन्द्रियस्यार्थे रागद्वेषौ व्यवस्थितौ ।**
**तयोर्न वशमागच्छेत्तौ ह्यस्य परिपन्थिनौ ॥३४॥**

(પરંતુ) પ્રત્યેક ઇંદ્રિયને તેના વિષયમાં રાગ-દ્વેષ રહેલા છે; તે રાગ-દ્વેષને વશ ન થવું; કારણ કે તે બન્ને મનુષ્યના કર્તવ્યમાર્ગમાં વિઘ્ન કરનારા શત્રુઓ છે. ૩૪

**श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ।**
**स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ॥ ३५ ॥**

બીજાનો ધર્મ આચરવો સહેલો હોય અને પોતાનો ધર્મ વિગુણ હોય તોપણ પોતાનો ધર્મ જ વધુ કલ્યાણકારક છે. પોતાના ધર્મમાં રહેતાં મરણ આવે તે પણ કલ્યાણકારક છે, પરંતુ બીજાનો ધર્મ તો ભયપ્રદ છે. ૩૫

अर्जुन उवाच । અર્જુન બોલ્યો :

**अथ केन प्रयुक्तोऽयं पापं चरति पूरुषः ।**
**अनिच्छन्नपि वार्ष्णेय बलादिव नियोजितः ॥३६**

તો પછી હે કૃષ્ણ! મનુષ્ય પોતે ન ઇચ્છતો હોવા છતાં પણ બળાત્કારે જોડવામાં આવ્યો હોય તેમ કોનાથી પ્રેરાઈને પાપનું આચરણ કરે છે? ૩૬

श्रीभगवानुवाच । શ્રીભગવાન બોલ્યા :

काम एष क्रोध एष रजोगुणसमुद्भवः ।
महाशनो महापाप्मा विद्ध्येनमिह वैरिणम् ॥३७॥

આ રજોગુણથી ઉત્પન્ન થનારો, આ કામ જ ક્રોધ છે, ઘણું ખાનારો અને મહાપાપી છે; આ સંસારમાં આને તું વેરી જાણ. ૩૭

धूमेनाव्रियते वह्निर्यथाऽऽदर्शो मलेन च ।
यथोल्बेनावृतो गर्भस्तथा तेनेदमावृतम् ॥३८॥

જેમ ધુમાડાથી અગ્નિ, મેલથી આરસી અને ઓરથી ગર્ભ ઢંકાય છે, તેમ આ કામ વડે આ (જ્ઞાન) ઢંકાયલું છે. ૩૮

आवृतं ज्ञानमेतेन ज्ञानिनो नित्यवैरिणा ।
कामरूपेण कौन्तेय दुष्पूरेणानलेन च ॥३९॥

હે અર્જુન, કદી તૃપ્ત ન કરી શકાય એવે

આ કામરૂપ અગ્નિ નિત્યનો શત્રુ છે. જ્ઞાનીનું જ્ઞાન એનાથી જ ઢંકાયેલું છે. ૩૯

इन्द्रियाणि मनो बुद्धिरस्याधिष्ठानमुच्यते।
एतैर्विमोहयत्येष ज्ञानमावृत्य देहिनम् ॥४०॥

ઇંદ્રિયો, મન અને બુદ્ધિ આનાં આશ્રયસ્થાન કહેવાય છે; આ (કામ) એના વડે જ્ઞાનને ઢાંકી દઈ જીવાત્માને મૂઢ બનાવે છે. ૪૦

तस्मात्त्वमिन्द्रियाण्यादौ नियम्य भरतर्षभ।
पाप्मानं प्रजहि ह्येनं ज्ञानविज्ञाननाशनम् ॥४१॥

માટે હે ભરતશ્રેષ્ઠ! તું પ્રથમ ઇંદ્રિયોને વશ કરી જ્ઞાન અને વિજ્ઞાનનો નાશ કરનારા આ પાપી(કામ)નો ત્યાગ કર. ૪૧

इन्द्रियाणि पराण्याहुरिन्द्रियेभ्यः परं मनः।
मनसस्तु पराबुद्धिर्यो बुद्धेः परतस्तु सः ॥४२॥

(શરીરથી) ઇંદ્રિયોને પર કહે છે, ઇંદ્રિયોથી મન પર છે, મનથી પણ બુદ્ધિ પર છે અને બુદ્ધિથી પણ જે પર (મહાન) છે તે

તો પછી હે કૃષ્ણ! મનુષ્ય પોતે ન ઇચ્છતો હોવા છતાં પણ બળાત્કારે જોડવામાં આવ્યો હોય તેમ કોનાથી પ્રેરાઈને પાપનું આચરણ કરે છે? ૩૬

श्रीभगवानुवाच। શ્રીભગવાન બોલ્યા:

**काम एष क्रोध एष रजोगुणसमुद्भवः ।**
**महाशनो महापाप्मा विद्ध्येनमिह वैरिणम्॥३७॥**

આ રજોગુણથી ઉત્પન્ન થનારો, આ કામ જ ક્રોધ છે, ઘણું ખાનારો અને મહાપાપી છે; આ સંસારમાં આને તું વૈરી જાણ. ૩૭

**धूमेनाव्रियते वह्निर्यथाऽऽदर्शो मलेन च ।**
**यथोल्बेनावृतो गर्भस्तथा तेनेदमावृतम् ॥३८॥**

જેમ ધુમાડાથી અગ્નિ, મેલથી આરસી અને ઓરથી ગર્ભ ઢંકાય છે, તેમ આ કામ વડે આ (જ્ઞાન) ઢંકાયલું છે. ૩૮

**आवृतं ज्ञानमेतेन ज्ञानिनो नित्यवैरिणा ।**
**कामरूपेण कौन्तेय दुष्पूरेणानलेन च ॥३९॥**

હે અર્જુન, કદી તૃપ્ત ન કરી શકાય એવે

આ કામરૂપ અગ્નિ નિત્યનો શત્રુ છે. જ્ઞાનીનું જ્ઞાન એનાથી જ ઢંકાયેલું છે. ૩૯

इन्द्रियाणि मनो बुद्धिरस्याधिष्ठानमुच्यते।
एतैर्विमोहयत्येष ज्ञानमावृत्य देहिनम् ॥४०॥

ઇંદ્રિયો, મન અને બુદ્ધિ આનાં આશ્રયસ્થાન કહેવાય છે; આ (કામ) એના વડે જ્ઞાનને ઢાંકી દઈ જીવાત્માને મૂઢ બનાવે છે. ૪૦

तस्मात्त्वमिन्द्रियाण्यादौ नियम्य भरतर्षभ।
पाप्मानं प्रजहि ह्येनं ज्ञानविज्ञाननाशनम् ॥४१॥

માટે હે ભરતશ્રેષ્ઠ! તું પ્રથમ ઇંદ્રિયોને વશ કરી જ્ઞાન અને વિજ્ઞાનનો નાશ કરનારા આ પાપી (કામ) નો ત્યાગ કર. ૪૧

इन्द्रियाणि पराण्याहुरिन्द्रियेभ्यः परं मनः।
मनसस्तु पराबुद्धिर्यो बुद्धेः परतस्तु सः ॥४२॥

(શરીરથી) ઇંદ્રિયોને પર કહે છે, ઇંદ્રિયોથી મન પર છે, મનથી પણ બુદ્ધિ પર છે અને બુદ્ધિથી પણ જે પર (મહાન) છે તે

આત્મા છે. ૪૨

एवं बुद्धेः परं बुद्ध्वा संस्तभ्यात्मानमात्मना ।
जहि शत्रुं महाबाहो कामरूपं दुरासदम् ॥४३॥

હે મહાબાહો ! એમ (આત્માને) બુદ્ધિથી પર જાણી બુદ્ધિ વડે મનને વશ કરી એ કામ-રૂપી દુર્જય શત્રુનો તું નાશ કર. ૪૩

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे
श्रीकृष्णार्जुनसंवादे कर्मयोगो नाम तृतीयोऽध्यायः ॥३॥

એ પ્રમાણે ઉપનિષદ, બ્રહ્મવિદ્યા તથા યોગ-
શાસ્ત્રરૂપ શ્રીમદ્ ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણ
તથા અર્જુનના સંવાદ વિષે 'કર્મયોગ'
નામનો ૩ જો અધ્યાય સંપૂર્ણ

# अध्याय ४ था–ज्ञानकर्मसंन्यासयोग

श्रीभगवानुवाच । શ્રીભગવાન બોલ્યા :

इमं विवस्वते योगं प्रोक्तवाहनमव्ययम् ।
विवस्वान्मनवे प्राह मनुरिक्ष्वाकवेऽब्रवीत् ॥ १ ॥

આ અવિનાશી યોગ મેં સૂર્યને કહ્યો હતો, સૂર્યે મનુને કહ્યો હતો અને મનુએ ઇક્ષ્વાકુને કહ્યો હતો. ૧

एवं परंपराप्राप्तमिमं राजर्षयो विदुः ।
स कालेनेह महता योगो नष्टः परंतप ॥ २ ॥

એમ પરંપરાથી પ્રાપ્ત થયેલા આ યોગને રાજર્ષિઓ જાણતા હતા; હે પરંતપ ! તે યોગ લાંબા કાળે આ લોકમાં નાશ પામ્યો છે. ૨

स एवायं मया तेऽद्य योगः प्रोक्तः पुरातनः ।
भक्तोऽसि मे सखा चेति रहस्यं ह्येतदुत्तमम् ॥३॥

તે જ આ પુરાતન યોગ આજે મેં તને કહ્યો છે; કેમ કે આ ઉત્તમ રહસ્ય છે; વળી તું મારો ભક્ત અને મિત્ર છે. ૩

अर्जुन उवाच । અર્જુન બોલ્યો :

अपरं भवतो जन्म परं जन्म विवस्वतः ।
कथमेतद्विजानीयां त्वमादौ प्रोक्तवानिति ॥ ४ ॥

આપનો જન્મ હમણાંનો છે અને સૂર્યનો જન્મ પહેલાંનો છે; તો આપે આ (યોગ) પૂર્વે કહ્યો એમ હું શી રીતે જાણું? ૪

श्रीभगवानुवाच । શ્રીભગવાન બોલ્યા :

बहूनि मे व्यतीतानि जन्मानि तव चार्जुन ।
तान्यहं वेद सर्वाणि न त्वं वेत्थ परंतप ॥ ५ ॥

હે અર્જુન! મારા અને તારા ઘણા જન્મો થઈ ગયા છે; તે બધા હું જાણું છું, (પણ) હે પરંતપ! તું નથી જાણતો. ૫

अजोऽपि सन्नव्ययात्मा भूतानामीश्वरोऽपि सन् ।
प्रकृतिं स्वामधिष्ठाय संभवाम्यात्ममायया ॥ ६ ॥

હું અજન્મા, નિર્વિકારસ્વરૂપ અને સર્વ પ્રાણીઓનો ઈશ્વર છું; છતાં પોતાની પ્રકૃતિનો આશ્રય કરી પોતાની માયા વડે જન્મું છું. ૬

यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत।
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥ ७॥

હે ભારત ! જ્યારે જ્યારે ધર્મની હાનિ અને અધર્મની વૃદ્ધિ થાય છે, ત્યારે ત્યારે હું જન્મ ધારણ કરું છું. ૭

परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम्।
धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥ ८॥

સત્પુરુષોના રક્ષણ માટે, દુષ્ટોના વિનાશ માટે અને ધર્મની સ્થાપના માટે હું યુગેયુગે પ્રકટું છું. ૮

जन्म कर्म च मे दिव्यमेवं यो वेत्ति तत्त्वतः।
त्यक्त्वा देहं पुनर्जन्म नैति मामेति सोऽर्जुन ॥९॥

હે અર્જુન ! આમ મારા દિવ્ય જન્મ તથા દિવ્ય કર્મને જે તત્ત્વથી જાણે છે, તે દેહ ત્યજી-ને પુનર્જન્મ પામતો નથી, (પણ) મને પામે છે.

वीतरागभयक्रोधा मन्मया मामुपाश्रिताः।
बहवो ज्ञानतपसा पूता मद्भावमागताः ॥ १० ॥

રાગ, ભય તથા ક્રોધ વિનાના, મારામય

થયેલા, મારો આશ્રય લેનારા અને જ્ઞાનરૂપ તપ વડે પવિત્ર થયેલા ઘણા ( લોકો ) મારું સ્વરૂપ પામ્યા છે. ૧૦

ये यथा मां प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहम् ।
मम वर्त्मानुवर्तन्ते मनुष्याः पार्थ सर्वशः ॥ ११ ॥

જેઓ જે પ્રકારે મારે શરણે આવે છે, તેમને તે જ પ્રકારે હું ભજું છું; અર્થાત્ ફળ આપું છું. હે પાર્થ! મનુષ્યો સર્વ પ્રકારે મારો માર્ગ અનુસરે છે. ૧૧

काङ्क्षन्तः कर्मणां सिद्धिं यजन्त इह देवताः।
क्षिप्रं हि मानुषे लोके सिद्धिर्भवति कर्मजा ॥१२॥

આ લોકમાં કર્મોનાં ફળ ઇચ્છનારાઓ દેવ-તાઓને પૂજે છે; કેમ કે મનુષ્યલોકમાં કર્મથી ઉત્પન્ન થનારી (ફળ) સિદ્ધિ તરત થાય છે. ૧૨

चातुर्वर्ण्यं मया सृष्टं गुणकर्मविभागशः ।
तस्य कर्तारमपि मां विद्ध्यकर्तारमव्ययम् ॥१३॥

ગુણો અને કર્મોના વિભાગ પ્રમાણે મેં ચાર-વર્ણો સર્જ્યાં છે; તેનો કર્તા છતાં મને તું અકર્તા

અને અવિકારી જાણ. ૧૩

न मां कर्माणि लिम्पन्ति न मे कर्मफले स्पृहा।
इति मां योऽभिजानाति कर्मभिर्न स बध्यते॥१४

મને કર્મો લેપતાં નથી; કેમ કે મને કર્મ-ફળમાં સ્પૃહા નથી; એમ જે મને જાણે છે, તે કર્મો વડે બંધાતો નથી. ૧૪

एवं ज्ञात्वा कृतं कर्म पूर्वैरपि मुमुक्षुभिः।
कुरु कर्मैव तस्मात्त्वं पूर्वैः पूर्वतरं कृतम्॥१५॥

એ પ્રમાણે સમજીને પૂર્વના મુમુક્ષુઓએ પણ કર્મ કરેલાં છે. માટે તું પણ તારા વડવાઓએ તેમના પૂર્વજોનાં કરેલાં જે કર્મો કર્યાં તે પૂર્વ કર્મોને કર. ૧૫

किं कर्म किमकर्मेति कवयोऽप्यत्र मोहिताः।
तत्ते कर्म प्रवक्ष्यामि यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात्॥

કર્મ શું અને અકર્મ શું એનો નિર્ણય કરવામાં વિદ્વાનો પણ મૂંઝવણમાં પડ્યા છે. તે કર્મ વિષે હવે હું તને કહીશ. તેને જાણવાથી તું અશુભથી મુક્ત થઈશ. ૧૬

कर्मणो ह्यपि बोद्धव्यं बोद्धव्यं च विकर्मणः ।
अकर्मणश्च बोद्धव्यं गहना कर्मणो गतिः ॥१७॥

કર્મનું (તત્ત્વ) જાણવું જોઈએ; અકર્મનું (તત્ત્વ) જાણવું જોઈએ અને વિકર્મનું (તત્ત્વ) પણ જાણવું જોઈએ; કેમ કે કર્મની ગતિ ગહન છે. ૧૭

कर्मण्यकर्म यः पश्येदकर्मणि च कर्म यः ।
स बुद्धिमान्मनुष्येषु स युक्तः कृत्स्नकर्मकृत् ॥१८॥

કર્મમાં અકર્મ (તેમના અભાવ)ને અને અકર્મમાં કર્મને જે જુએ છે, તે મનુષ્યોમાં બુદ્ધિમાન છે, તે યોગી છે અને સર્વ કર્મ કરનારો છે. ૧૮

यस्य सर्वे समारम्भाः कामसंकल्पवर्जिताः ।
ज्ञानाग्निदग्धकर्माणं तमाहुः पण्डितं बुधाः ॥१९॥

જેના સર્વ આરંભો કામનાઓથી ને સંકલ્પોથી રહિત હોય તથા જેનાં કર્મો જ્ઞાનરૂપી અગ્નિ વડે બળી ગયાં હોય, તેને જ્ઞાનીઓ પંડિત કહે છે.

त्यक्त्वा कर्मफलासङ्गं नित्यतृप्तो निराश्रयः ।
कर्मण्यभिप्रवृत्तोऽपि नैव किञ्चित्करोति सः ॥२०

નિત્ય સંતુષ્ટ રહેનારો આશ્રય-આકાંક્ષારહિત મનુષ્ય કર્મફળની આસક્તિ છોડીને કર્મમાં પ્રવૃત્ત થાય તોપણ તે કંઈ જ કરતો નથી. ૨૦

**निराशीर्यतचित्तात्मा त्यक्तसर्वपरिग्रहः ।**
**शारीरं केवलं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम् ॥२१**

જે આશારહિત છે, મન અને શરીરને વશ રાખનારો છે, જેણે સર્વ પરિગ્રહો છોડી દીધા છે તે શરીરમાત્રથી કર્મો કરે છતાં પાપથી લેપાતો નથી. ૨૧

**यदृच्छालाभसंतुष्टो द्वन्द्वातीतो विमत्सरः ।**
**समः सिद्धावसिद्धौ च कृत्वापि न निबध्यते ॥२२**

અનાયાસે જે મળે તે વડે સંતુષ્ટ, (સુખ-દુઃખાદિ) દ્વંદ્વોથી મુક્ત, દ્વેષરહિત તથા સિદ્ધિ-અસિદ્ધિમાં સમભાવવાળો (મનુષ્ય) કર્મ કરીને પણ બંધાતો નથી. ૨૨

**गतसङ्गस्य मुक्तस्य ज्ञानावस्थितचेतसः ।**
**यज्ञायाचरतः कर्म समग्रं प्रविलीयते ॥ २३ ॥**

સંગરહિત, મુક્ત, જ્ઞાનમાં સ્થિર ચિત્તવાળા

તથા યજ્ઞ માટે કર્મ કરનારાનાં સમગ્ર કર્મ નાશ પામે છે. ૨૩

ब्रह्मार्पणं ब्रह्म हविर्ब्रह्माग्नौ ब्रह्मणा हुतम् ।
ब्रह्मैव तेन गन्तव्यं ब्रह्मकर्मसमाधिना ॥ २४ ॥

અર્પણ (રૂપ ક્રિયા) બ્રહ્મ છે, હોમવાનો પદાર્થ બ્રહ્મ છે, બ્રહ્મરૂપ અગ્નિમાં બ્રહ્મરૂપ હોતાએ હોમેલું તે પણ બ્રહ્મ જ છે; આમ કર્મને લગતી બધી બાબતોમાં જે બ્રહ્મભાવે સ્થિર રહે છે તે બ્રહ્મને જ પામે છે. ૨૪

दैवमेवापरे यज्ञं योगिनः पर्युपासते ।
ब्रह्माग्नावपरे यज्ञं यज्ञेनैवोपजुह्वति ॥ २५ ॥

કેટલાક યોગીઓ દેવતાઓના પૂજનરૂપ યજ્ઞને ઉપાસે છે અને કેટલાક યજ્ઞ વડે યજ્ઞને જ બ્રહ્માગ્નિમાં હોમે છે. ૨૫

श्रोत्रादीनीन्द्रियाण्यन्ये संयमाग्निषु जुह्वति ।
शब्दादीन्विषयानन्य इन्द्रियाग्निषु जुह्वति ॥२६॥

કેટલાક કાન વગેરે ઇંદ્રિયોને સંયમરૂપ અગ્નિમાં હોમે છે અને બીજાઓ શબ્દાદિ વિષયોને

अपरे नियताहाराः प्राणान्प्राणेषु जुह्वति ।
सर्वेऽप्येते यज्ञविदो यज्ञक्षपितकल्मषाः ॥३०॥

બીજા કેટલાક આહારને નિયત કરી પોતાના પ્રાણોને (વિશ્વના) પ્રાણોમાં હોમે છે. આ બધાય યજ્ઞને જાણનારાઓ યજ્ઞ વડે પાપનો નાશ કરે છે. ૩૦

यज्ञशिष्टामृतभुजो यान्ति ब्रह्म सनातनम् ।
नायं लोकोऽस्त्ययज्ञस्य कुतोऽन्यः कुरुसत्तम ॥३१

યજ્ઞ કરતાં વધેલા અમૃતરૂપ અન્નનું ભોજન કરનારાઓ સનાતન બ્રહ્મને પામે છે. હે કુરુશ્રેષ્ઠ! યજ્ઞ ન કરનારને આ લોક (મળતો) નથી, તો બીજો (પરલોક) ક્યાંથી હોય? ૩૧

एवं बहुविधा यज्ञा वितता ब्रह्मणो मुखे ।
कर्मजान्विद्धि तान्सर्वानेवं ज्ञात्वा विमोक्ष्यसे ॥३२

આ પ્રમાણે બ્રહ્માના મુખરૂપ વેદમાં અનેક પ્રકારના યજ્ઞો વિસ્તારથી કહેવામાં આવ્યા છે. તે બધા યજ્ઞોને તું (ફળની ઇચ્છાને લીધે થતાં) કર્મોથી ઉત્પન્ન થનારા જાણ. એ પ્રમાણે જાણવાથી

તું (કર્મના બંધનથી) મુક્ત થઈશ. ૩૨

श्रेयान्द्रव्यमयाद्यज्ञाज्ज्ञानयज्ञः परंतप ।
सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते ॥३३॥

હે પરંતપ! દ્રવ્યમય યજ્ઞ કરતાં જ્ઞાનમય યજ્ઞ વધારે ઉત્તમ છે; (કેમ કે) હે પાર્થ! સર્વ સંપૂર્ણ કર્મો જ્ઞાનમાં સમાઈ જાય છે. ૩૩

तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया ।
उपदेक्ष्यन्ति ते ज्ञानं ज्ञानिनस्तत्त्वदर्शिनः ॥३४॥

તે જ્ઞાનનો તને તત્ત્વદર્શી જ્ઞાનીઓ ઉપદેશ કરશે. તેમને પ્રણામ કરી, તેમની સેવા કરી, તેમને પ્રશ્નો પૂછી તે જ્ઞાન તું જાણી લે. ૩૪

यज्ज्ञात्वा न पुनर्मोहमेवं यास्यसि पाण्डव ।
येन भूतान्यशेषेण द्रक्ष्यस्यात्मन्यथो मयि ॥३५॥

હે પાંડવ! એ જ્ઞાન પામ્યા પછી તું ફરી આમ મોહ નહિ પામે અને તે (જ્ઞાન) વડે સર્વ પ્રાણીઓને તું (પ્રથમ) પોતામાં અને પછી મારામાં જોઈશ. ૩૫

अपि चेदसि पापेभ्यः सर्वेभ्यः पापकृत्तमः ।
सर्वं ज्ञानप्लवेनैव वृजिनं संतरिष्यसि ॥ ३६ ॥

જો તું બધા પાપીઓથી પણ વધારે પાપ કરનારો હોઈશ, તોપણ જ્ઞાનરૂપ વહાણ વડે સર્વ પાપ(રૂપ સમુદ્ર)ને તરી જઈશ. ૩૬

यथैधांसि समिद्धोऽग्निर्भस्मसात्कुरुतेऽर्जुन ।
ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुते तथा ॥३७॥

હે અર્જુન! જેમ પ્રજ્વલિત અગ્નિ લાકડાંને સંપૂર્ણ ભસ્મ કરે છે, તેમ જ્ઞાનરૂપ અગ્નિ સર્વ કર્મોને ભસ્મ કરી દે છે. ૩૭

न हि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते ।
तत्स्वयं योगसंसिद्धः कालेनात्मनि विन्दति ॥३८

કારણ કે આ જગતમાં જ્ઞાન જેવું પવિત્ર (કંઈ) નથી. તે જ્ઞાનને યોગ વડે સિદ્ધ થયેલો પુરુષ કાળે કરી આપોઆપજ પોતામાં પામે છે. ૩૮

श्रद्धावाँल्लभते ज्ञानं तत्परः संयतेन्द्रियः ।
ज्ञानं लब्ध्वा परां शान्तिमचिरेणाधिगच्छति ॥३९॥

શ્રદ્ધાવાન, તત્પર અને જિતેંદ્રિય પુરુષ જ્ઞાન મેળવે છે. જ્ઞાન પામીને તરત તે પરમ શાંતિ પામે છે. ૩૯

अज्ञश्चाश्रद्दधानश्च संशयात्मा विनश्यति ।
नायं लोकोऽस्ति न परो न सुखं संशयात्मनः ॥४०

પરંતુ અજ્ઞાની તથા શ્રદ્ધા વિનાનો સંશયમય રહી નાશ પામે છે. સંશયમય રહેલાને આ લોક નથી, પરલોક નથી અને સુખ નથી. ૪૦

योगसंन्यस्तकर्माणं ज्ञानसंछिन्नसंशयम् ।
आत्मवन्तं न कर्माणि निबध्नन्ति धनंजय ॥४१॥

હે ધનંજય! યોગ (ઈશ્વરાર્પણ કર્મ) દ્વારા જેણે સર્વ કર્મોનો સંન્યાસ (ત્યાગ) કર્યો હોય અને જ્ઞાન વડે જેના સંશયો છેદાયા હોય, એવા આત્મનિષ્ઠ(પુરુષ)ને કર્મો બાંધી શકતાં નથી. ૪૧

तस्मादज्ञानसंभूतं हृत्स्थं ज्ञानासिनात्मनः ।
छित्त्वैनं संशयं योगमातिष्ठोत्तिष्ठ भारत ॥ ४२ ॥

માટે હે ભારત ! અજ્ઞાનથી ઉત્પન્ન થયેલ અને હ્રદયમાં રહેલા આ સંશયને પોતાની જ્ઞાન રૂપ તલવાર વડે છેદી બ્રહ્માર્પણ કર્મયોગનું આચરણ કર અને યુદ્ધ માટે ઊઠ, ઊભો થા. ૪૨

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे ज्ञानकर्मसंन्यास-योगो नाम चतुर्थोऽध्यायः ॥ ४ ॥

એ પ્રમાણે ઉપનિષદ્, બ્રહ્મવિદ્યા તથા યોગશાસ્ત્રરૂપ શ્રીમદ્ ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણ તથા અર્જુનના સંવાદ વિષે 'જ્ઞાનકર્મસંન્યાસયોગ' નામનો ચોથો અધ્યાય સંપૂર્ણ

# अध्याय ५ मो–कर्मसंन्यासयोग

अर्जुन उवाच ॥ અર્જુન બોલ્યો:

संन्यासं कर्मणां कृष्ण पुनर्योगं च शंससि।
यच्छ्रेय एतयोरेकं तन्मे ब्रूहि सुनिश्चितम्॥ १॥

હે કૃષ્ણ! આપ કર્મોના સંન્યાસની અને પાછી (કર્મોના) યોગની પ્રશંસા કરો છો; તો એ બન્નેમાંથી જે એક મારે માટે કલ્યાણકારક હોય તે નિશ્ચિત કરીને કહો. ૧

श्रीभगवानुवाच ॥ શ્રીભગવાન બોલ્યા:

संन्यासः कर्मयोगश्च निःश्रेयसकरावुभौ।
तयोस्तु कर्मसंन्यासात्कर्मयोगो विशिष्यते॥२॥

કર્મસંન્યાસ અને કર્મયોગ–એ બન્નેય ચોક્કસ કલ્યાણ કરનારા છે; પણ તે બન્નેમાં કર્મસંન્યાસ કરતાં કર્મયોગ વધારે સારો છે. ૨

ज्ञेयः स नित्यसंन्यासी यो न द्वेष्टि न काङ्क्षति।
निर्द्वंद्वो हि महाबाहो सुखं न्धात्प्रमुच्यते॥३॥

હે મહાબાહો! જે કશાનો દ્વેષ કરતો નથી કે કશાની ઇચ્છા રાખતો નથી, તેને સદા સંન્યાસી જાણવો; કેમ કે (રાગદ્વેષાદિ) દ્વંદ્વથી રહિત (મનુષ્ય) અનાયાસે (સંસાર) બંધનથી છૂટે છે. ૩

सांख्ययोगौ पृथग्बालाः प्रवदन्ति न पण्डिताः ।
एकमप्यास्थितः सम्यगुभयोर्विन्दते फलम् ॥४॥

સાંખ્ય અને યોગ (અર્થાત્ જ્ઞાન અને કર્મ) એ બન્ને જુદા જુદા છે એમ તો અજ્ઞાનીઓ જ કહે છે, પંડિતો કહેતા નથી; કારણ કે મનુષ્ય બન્નેમાંનો એકને પણ ઉત્તમ રીતે આચરે તો તે બન્નેનું ફળ પામે છે. ૪

यत्सांख्यैः प्राप्यते स्थानं तद्योगैरपि गम्यते ।
एकं सांख्यं च योगं च यः पश्यति स पश्यति ॥

જ્ઞાનીઓ જે પરમ પદને પ્રાપ્ત કરે છે તે જ કર્મયોગીઓ પણ પ્રાપ્ત કરે છે. તેથી જે મનુષ્ય જ્ઞાનયોગ અને કર્મયોગને એકરૂપ જુએ છે તે જ બરાબર જુએ છે. ૫

संन्यासस्तु महाबाहो दुःखमाप्तुमयोगतः ।
योगयुक्तो मुनिर्ब्रह्म न चिरेणाधिगच्छति ॥६॥

પરંતુ હે મહાબાહો ! કર્મયોગ વિના સંન્યાસ કર્મોમાં કર્તાપણાના ભાવનો ત્યાગ સિદ્ધ થવો મુશ્કેલ છે અને કર્મયોગમાં જોડાયેલો મુનિ (સાધક) વિનાવિલંબે પરબ્રહ્મને પામે છે. ૬

योगयुक्तो विशुद्धात्मा विजितात्मा जितेन्द्रियः ।
सर्वभूतात्मभूतात्मा कुर्वन्नपि न लिप्यते ॥७॥

જેનું મન પોતાને વશ છે, જે જિતેંદ્રિય અને શુદ્ધ અંતઃકરણવાળો છે, જેનો આત્મા સર્વ પ્રાણીઓના આત્મારૂપ બન્યો છે, એવો યોગયુક્ત યુક્ત મનુષ્ય કર્મ કરતો છતાં પણ લિપ્ત થતો નથી.

नैव किंचित्करोमीति युक्तो मन्येत तत्त्ववित् ।
पश्यञ्शृण्वन्स्पृशञ्जिघ्रन्नश्नन्गच्छन्स्वपञ्श्वसन् ॥८

प्रलपन्विसृजन्गृह्णन्नुन्मिषन्निमिषन्नपि ।
इन्द्रियाणीन्द्रियार्थेषु वर्तन्त इति धारयन् ॥९॥

એવો યોગયુક્ત તત્ત્વજ્ઞાની મનુષ્ય જુએ,

સાંભળે, સ્પર્શ કરે, સૂંઘે, ખાય, ચાલે, ઊંઘે, શ્વાસ લે, બોલે, મળત્યાગ કરે, ગ્રહણ કરે, નેત્ર ઉઘાડે તથા મીંચે, તોપણ 'ઇંદ્રિયોના વિષયોમાં ઇંદ્રિયો વર્તે છે' એમ સમજી 'હું કાંઈ જ કરતો નથી' એવું માને છે. ૮,૯

**ब्रह्मण्याधाय कर्माणि सङ्गं त्यक्त्वा करोति यः।**
**लिप्यते न स पापेन पद्मपत्रमिवाम्भसा ॥ १० ॥**

જે (મનુષ્ય) બધાં કર્મોને પરમાત્મામાં અર્પણ કરી આસક્તિ છોડીને કરે છે, તે પાણીથી કમળના પાનની પેઠે લિપ્ત થતો નથી. ૧૦

**कायेन मनसा बुद्ध्या केवलैरिन्द्रियैरपि ।**
**योगिनः कर्म कुर्वन्ति सङ्गं त्यक्त्वात्मशुद्धये ॥११**

યોગીઓ શરીરથી, મનથી, બુદ્ધિથી અથવા ઇંદ્રિયોથી કેવળ અંતઃકરણની શુદ્ધિ માટે જ અનાસક્તિપૂર્વક કર્મો કરે છે. ૧૧

**युक्तः कर्मफलं त्यक्त्वा शान्तिमाप्नोति नैष्ठिकीम् ।**
**अयुक्तः कामकारेण फले सक्तो निबध्यते ॥१२॥**

કર્મયોગી કર્મફળ ત્યજીને (મોક્ષરૂપ) નૈષ્ઠિ

શાંતિને પામે છે અને યોગરહિત (સકામ પુરુષ) કામના કરવાથી ફળમાં આસક્ત થઈ બંધાય છે. ૧૨

सर्वकर्माणि मनसा संन्यस्यास्ते सुखं वशी।
नवद्वारे पुरे देही नैव कुर्वन्न कारयन्॥ १३॥

સંયમી મનુષ્ય મનથી સર્વ કર્મોમાં (કર્તાપણાના ભાવનો) ત્યાગ કરીને નવ દ્વારોવાળા આ શરીરરૂપ નગરમાં કંઈ પણ કરતો કે કરાવતો ન હોય તેમ સુખપૂર્વક રહે છે. ૧૩

न कर्तृत्वं न कर्माणि लोकस्य सृजति प्रभुः।
न कर्मफलसंयोगं स्वभावस्तु प्रवर्तते॥ १४॥

પરમાત્મા પ્રાણીઓના કર્તાપણાને, કર્મને કે કર્મોના ફળને સર્જતો નથી; પરંતુ સ્વભાવરૂપ પ્રકૃતિ જ એ પ્રમાણે પ્રવૃત્ત થાય છે. ૧૪

नादत्ते कस्यचित्पापं न चैव सुकृतं विभुः।
अज्ञानेनावृतं ज्ञानं तेन मुह्यन्ति जन्तवः॥ १५॥

વિભુ (પરમેશ્વર) કોઈનું પાપ કે પુણ્ય લેતો નથી; અજ્ઞાન વડે જ્ઞાન ઢંકાયેલું છે, તેથી પ્રાણીઓ મોહ પામે છે. ૧૫

ज्ञानेन तु तदज्ञानं येषां नाशितमात्मनः ।
तेषामादित्यवज्ज्ञानं प्रकाशयति तत्परम् ॥ १६ ॥

જેમનું તે અજ્ઞાન આત્મજ્ઞાન વડે (આત્માના વાસ્તવિક સ્વરૂપના જ્ઞાનથી) નાશ પામ્યું છે, તેમનું તે જ્ઞાન સૂર્યની પેઠે પરબ્રહ્મને પ્રકાશિત કરી દે છે. ૧૬

तद्बुद्धयस्तदात्मानस्तन्निष्ठास्तत्परायणाः ।
गच्छन्त्यपुनरावृत्तिं ज्ञाननिर्धूतकल्मषाः ॥ १७ ॥

તે જ્ઞાનમાં જેમનું મન એકરૂપ છે, જેમની બુદ્ધિ એકરૂપ છે, જેમના શરીરની સ્થિતિ તન્મય છે, જેઓ પરમભાવે તેમાં જ સ્થિર છે, તેઓ પાપરહિત થઈ જન્મમરણથી છૂટી જાય છે. ૧૭

विद्याविनयसंपन्ने ब्राह्मणे गवि हस्तिनि ।
शुनि चैव श्वपाके च पण्डिताः समदर्शिनः । १८

તેવા જ્ઞાનીઓ વિદ્યાવિનયુક્ત બ્રાહ્મણમાં, ગાયમાં, હાથીમાં, કૂતરામાં તથા ચાંડાલમાં પણ સમાન દૃષ્ટિવાળા હોય છે. ૧૮

इहैव तैर्जितः सर्गो येषां साम्ये स्थितं मनः।
निर्दोषं हि समं ब्रह्म तस्माद् ब्रह्मणि ते स्थिताः॥

જેમનું મન આવા સમભાવમાં સ્થિત થયું છે તેમણે અહીં જ સંસાર જીત્યો છે; કારણ કે બ્રહ્મ નિર્દોષ અને સમાન છે; તેથી તે-સમદર્શી મનુષ્યો બ્રહ્મમાં જ રહેલા છે. ૧૯

न प्रहृष्येत्प्रियं प्राप्य नोद्विजेत्प्राप्य चाप्रियम्।
स्थिरबुद्धिरसंमूढो ब्रह्मविद् ब्रह्मणि स्थितः॥२०॥

સ્થિર બુદ્ધિવાળો, મોહરહિત અને બ્રહ્મમાં રહેલો બ્રહ્મજ્ઞાની, પ્રિય પામી હર્ષ પામતો નથી અને અપ્રિય પામી ઉદ્વેગ પામતો નથી. ૨૦

बाह्यस्पर्शेष्वसक्तात्मा विन्दत्यात्मनि यत्सुखम्।
स ब्रह्मयोगयुक्तात्मा सुखमक्षय्यमश्नुते॥२१॥

બહારના વિષયોમાં અનાસક્ત ચિત્તવાળો (મનુષ્ય) અંતઃકરણમાં જે સુખ મેળવે છે, તે અક્ષય સુખને તે બ્રહ્મયોગમાં જોડાયેલા ચિત્ત-વાળો અનુભવે છે. ૨૧

ये हि संस्पर्शजा भोगा दुःखयोनय एव ते ।
आद्यन्तवन्तः कौन्तेय न तेषु रमते बुधः ॥ २२ ॥

ઇંદ્રિયો તથા વિષયોના સંબંધથી ઉત્પન્ન થતા જે ભોગો છે, તે દુઃખનું કારણ જ છે; અને આદિ–અંતવાળા છે. હે અર્જુન! જ્ઞાની તેઓમાં રમતો નથી.

शक्नोतीहैव यः सोढुं प्राक्शरीरविमोक्षणात् ।
कामक्रोधोद्भवं वेगं स युक्तः स सुखी नरः ॥ २३ ॥

જે મનુષ્ય શરીર છૂટવા પહેલાં કામ અને ક્રોધથી ઊપજતા વેગને અહીં જ સહેવા સમર્થ છે, તે પુરુષ યોગી છે અને તે સુખી છે. ૨૩

योऽन्तःसुखोऽन्तरारामस्तथान्तर्ज्योतिरेव यः ।
स योगी ब्रह्मनिर्वाणं ब्रह्मभूतोऽधिगच्छति ॥ २४

જે યોગી અંતરાત્મામાં જ સુખ, પ્રસન્નતા અને પ્રકાશનો અનુભવ કરે છે, તે પરમાત્મારૂપ થઈને બ્રહ્મનિર્વાણ–મોક્ષને પામે છે. ૨૪

लभन्ते ब्रह्मनिर्वाणमृषयः क्षीणकल्मषाः ।
छिन्नद्वैधा यतात्मानः सर्वभूतहिते रताः ॥ २५ ॥

જેમનો (પાપપુણ્યરૂપ) મેલ નાશ પામ્યો છે, જેમના સંશયો છેદાયા છે, જેમનું ચિત્ત વશ છે અને જેઓ સર્વ પ્રાણીઓના હિતમાં તત્પર છે, એવા ઋષિઓ બ્રહ્મનિર્વાણ પામે છે. ૨૫

कामक्रोधवियुक्तानां यतीनां यतचेतसाम्।
अभितो ब्रह्मनिर्वाणं वर्तते विदितात्मनाम्॥२६॥

જેમને પોતાના સ્વરૂપનું જ્ઞાન થયું છે, જેઓ કામક્રોધથી રહિત છે, જેમણે ચિત્તને વશ કર્યું છે, તેવા સાધકોને સર્વત્ર નિર્વિકલ્પ બ્રહ્મનો જ અનુભવ થાય છે. ૨૬

स्पर्शान्कृत्वा बहिर्बाह्यांश्चक्षुश्चैवान्तरे भ्रुवोः।
प्राणापानौ समौ कृत्वा नासाभ्यन्तरचारिणौ॥
यतेन्द्रियमनोबुद्धिर्मुनिर्मोक्षपरायणः।
विगतेच्छाभयक्रोधो यः सदा मुक्त एव सः॥२८

બહારના ભોગોને અંતઃકરણમાં ચિંતવ્યા વગર, આંખોની દૃષ્ટિને ભ્રૂકુટિની વચ્ચે સ્થિર કરીને, નાકની અંદર ચાલતા પ્રાણ તથા અપાનને

સમાન કરીને, જેણે ઇંદ્રિયો, મન અને બુદ્ધિ વશ કર્યાં છે, તેમ જ જેનાં ઇચ્છા, ભય અને ક્રોધ ગયાં છે, એવો જે મુનિ (સાધક) મોક્ષની સાધનામાં તત્પર રહે છે, તે સદા મુક્ત જ છે.

**भोक्तारं यज्ञतपसां सर्वलोकमहेश्वरम् ।**
**सुहृदं सर्वभूतानां ज्ञात्वा मां शान्तिमृच्छति ॥**

(તે મનુષ્ય) યજ્ઞો અને તપના ભોક્તા, સર્વ લોકના મહેશ્વર અને સર્વ પ્રાણીના મિત્ર એવા મને જાણી શાંતિ પામે છે. ૨૯

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे कर्मसंन्यासयोगो नाम पञ्चमोऽध्यायः ॥५॥

એ પ્રમાણે ઉપનિષદ, બ્રહ્મવિદ્યા તથા યોગશાસ્ત્રરૂપ શ્રીમદ્ ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણ તથા અર્જુનના સંવાદ વિષે 'કર્મસંન્યાસયોગ' નામનો પાંચમો અધ્યાય સંપૂર્ણ

# अध्याय ६ ठ्ठो–आत्मसंयमयोग

श्रीभगवानुवाच । શ્રીભગવાન બોલ્યા:

अनाश्रितः कर्मफलं कार्यं कर्म करोति यः ।
स संन्यासी च योगी च न निरग्निर्न चाक्रियः ॥

જે (મનુષ્ય) કર્મફળનો આશ્રય ન કરી કર્તવ્ય કર્મ કરે છે, તે 'સંન્યાસી' અને 'યોગી' છે; પણ અગ્નિરહિત એટલે કર્તવ્યકર્મનો ત્યાગ કરનારો અને નિષ્ક્રિય થઈને બેસી રહેનારો સંન્યાસી કે યોગી નથી. ૧

यं संन्यासमिति प्राहुर्योगं तं विद्धि पाण्डव ।
न ह्यसंन्यस्तसंकल्पो योगी भवति कश्चन ॥ २ ॥

હે પાંડુપુત્ર! જેને 'સંન્યાસ' કહે છે, તેને તું 'યોગ' જાણ; કેમ કે જેણે સંકલ્પો છોડ્યા ન હોય, એવો કોઈ (મનુષ્ય) યોગી થતો નથી. ૨

आरुरुक्षोर्मुनेर्योगं कर्म कारणमुच्यते ।
योगारूढस्य तस्यैव शमः कारणमुच्यते ॥ ३ ॥

યોગમાં પ્રવેશ કરવા ઇચ્છતા સંયમી માટે (અનાસક્તિપૂર્વક) કર્મ કરવાં એ સાધન છે. અને યોગમાં પ્રવેશ કરી દીધા પછી તેને માટે શમ (એ તેને યોગારૂઢ સ્થિતિમાં સ્થિર કરનાર) સાધન છે.

**यदा हि नेन्द्रियार्थेषु न कर्मस्वनुषज्जते ।**
**सर्वसंकल्पसंन्यासी योगारूढस्तदोच्यते ॥ ४ ॥**

જ્યારે (મનુષ્ય) ઇંદ્રિયોના વિષયોમાં અને કર્મોમાં આસક્ત થતો નથી તથા સર્વ સંકલ્પોનો ત્યાગ કરે છે, ત્યારે 'યોગારૂઢ' કહેવાય છે. ૪

**उद्धरेदात्मनात्मानं नात्मानमवसादयेत् ।**
**आत्मैव ह्यात्मनो बन्धुरात्मैव रिपुरात्मनः ॥ ५ ॥**

મનુષ્યે આત્મા વડે (શરીર, મન, ઇંદ્રિયોના સંયમ દ્વારા) આત્માનો ઉદ્ધાર કરવો, (પણ) તેને અધોગતિએ ન લઈ જવો, આ રીતે (આત્માનો ઉદ્ધાર અને અધોગતિ કરવા દ્વારા) મનુષ્ય પોતે જ પોતાનો બંધુ અને પોતે જ પોતાનો શત્રુ છે. ૫

**बन्धुरात्मात्मनस्तस्य येनात्मैवात्मना जितः ।**
**अनात्मनस्तु शत्रुत्वे वर्तेतात्मैव शत्रुवत् ॥ ६ ॥**

જેણે આત્માના બળથી મનને જીત્યું છે તે જ પોતાનો બંધુ છે. જેણે આત્માના બળથી મનને જીત્યું નથી તે પોતાના જ પ્રત્યે શત્રુ થઈને વર્તે છે.

जितात्मनः प्रशान्तस्य परमात्मा समाहितः ।
शीतोष्णसुखदुःखेषु तथा मानापमानयोः ॥७॥

ઠંડી-ગરમી, સુખ-દુઃખ તથા માન-અપમાનમાં જે મન તથા ઇંદ્રિયોને જીતીને અત્યંત શાંત રહે છે, તેને પરમાત્માનો અનુભવ થાય છે. ૭

ज्ञानविज्ञानतृप्तात्मा कूटस्थो विजितेन्द्रियः ।
युक्त इत्युच्यते योगी समलोष्टाश्मकाञ्चनः ॥८॥

જ્ઞાન અને વિજ્ઞાન વડે તૃપ્ત આત્માવાળો વિકારરહિત, જિતેંદ્રિય અને માટીનું ઢેફું, પથ્થર તથા સોનાને સમાન ગણતો યોગી 'યુક્ત-યોગસિદ્ધ' કહેવાય છે. ૮

सुहृन्मित्रार्युदासीनमध्यस्थद्वेष्यबन्धुषु ।
साधुष्वपि च पापेषु समबुद्धिर्विशिष्यते ॥९॥

સુહૃદ, મિત્ર, શત્રુ, તટસ્થ, મધ્યસ્થ, દ્વેષપાત્ર, બંધુઓ, સજ્જનો અને પાપીઓમાં પણ

યોગમાં પ્રવેશ કરવા ઇચ્છતા સંયમી માટે (અનાસક્તિપૂર્વક) કર્મ કરવાં એ સાધન છે. અને યોગમાં પ્રવેશ કરી દીધા પછી તેને માટે શમ (એ તેને યોગારૂઢ સ્થિતિમાં સ્થિર કરનાર) સાધન છે.

**यदा हि नेन्द्रियार्थेषु न कर्मस्वनुषज्जते ।**
**सर्वसंकल्पसंन्यासी योगारूढस्तदोच्यते ॥ ४ ॥**

જ્યારે (મનુષ્ય) ઇંદ્રિયોના વિષયોમાં અને કર્મોમાં આસક્ત થતો નથી તથા સર્વ સંકલ્પોનો ત્યાગ કરે છે, ત્યારે 'યોગારૂઢ' કહેવાય છે. ૪

**उद्धरेदात्मनात्मानं नात्मानमवसादयेत् ।**
**आत्मैव ह्यात्मनो बन्धुरात्मैव रिपुरात्मनः ॥ ५ ॥**

મનુષ્યે આત્મા વડે (શરીર, મન, ઇંદ્રિયોના સંયમ દ્વારા) આત્માનો ઉદ્ધાર કરવો, (પણ) તેને અધોગતિએ ન લઈ જવો, આ રીતે (આત્માનો ઉદ્ધાર અને અધોગતિ કરવા દ્વારા) મનુષ્ય પોતે જ પોતાનો બંધુ અને પોતે જ પોતાનો શત્રુ છે. ૫

**बन्धुरात्मात्मनस्तस्य येनात्मैवात्मना जितः ।**
**अनात्मनस्तु शत्रुत्वे वर्तेतात्मैव शत्रुवत् ॥ ६ ॥**

જેણે આત્માના બળથી મનને જીત્યું છે તે જ પોતાનો બંધુ છે. જેણે આત્માના બળથી મનને જીત્યું નથી તે પોતાના જ પ્રત્યે શત્રુ થઈને વર્તે છે.

**जितात्मनः प्रशान्तस्य परमात्मा समाहितः ।**
**शीतोष्णसुखदुःखेषु तथा मानापमानयोः ॥७॥**

ઠંડી-ગરમી, સુખ-દુઃખ તથા માન-અપમાનમાં જે મન તથા ઇંદ્રિયોને જીતીને અત્યંત શાંત રહે છે, તેને પરમાત્માનો અનુભવ થાય છે. ૭

**ज्ञानविज्ञानतृप्तात्मा कूटस्थो विजितेन्द्रियः ।**
**युक्त इत्युच्यते योगी समलोष्टाश्मकाञ्चनः ॥८॥**

જ્ઞાન અને વિજ્ઞાન વડે તૃપ્ત આત્માવાળો વિકારરહિત, જિતેંદ્રિય અને માટીનું ઢેફું, પથ્થર તથા સોનાને સમાન ગણતો યોગી 'યુક્ત-યોગસિદ્ધ' કહેવાય છે. ૮

**सुहृन्मित्रार्युदासीनमध्यस्थद्वेष्यबन्धुषु ।**
**साधुष्वपि च पापेषु समबुद्धिर्विशिष्यते ॥९॥**

સુહૃદ, મિત્ર, શત્રુ, તટસ્થ, મધ્યસ્થ, દ્વેષપાત્ર, બંધુઓ, સજ્જનો અને પાપીઓમાં

યોગમાં પ્રવેશ કરવા ઇચ્છતા સંયમી માટે (અનાસક્તિપૂર્વક) કર્મ કરવાં એ સાધન છે. અને યોગમાં પ્રવેશ કરી દીધા પછી તેને માટે શમ (એ તેને યોગારૂઢ સ્થિતિમાં સ્થિર કરનાર) સાધન છે.

**यदा हि नेन्द्रियार्थेषु न कर्मस्वनुषज्जते ।**
**सर्वसंकल्पसंन्यासी योगारूढस्तदोच्यते ॥ ४ ॥**

જ્યારે (મનુષ્ય) ઇંદ્રિયોના વિષયોમાં અને કર્મોમાં આસક્ત થતો નથી તથા સર્વ સંકલ્પોનો ત્યાગ કરે છે, ત્યારે 'યોગારૂઢ' કહેવાય છે. ૪

**उद्धरेदात्मनात्मानं नात्मानमवसादयेत् ।**
**आत्मैव ह्यात्मनो बन्धुरात्मैव रिपुरात्मनः ॥ ५ ॥**

મનુષ્યે આત્મા વડે (શરીર, મન, ઇંદ્રિયોના સંયમ દ્વારા) આત્માનો ઉદ્ધાર કરવો, (પણ) તેને અધોગતિએ ન લઈ જવો, આ રીતે (આત્માનો ઉદ્ધાર અને અધોગતિ કરવા દ્વારા) મનુષ્ય પોતે જ પોતાનો બંધુ અને પોતે જ પોતાનો શત્રુ છે. ૫

**बन्धुरात्मात्मनस्तस्य येनात्मैवात्मना जितः ।**
**अनात्मनस्तु शत्रुत्वे वर्तेतात्मैव शत्रुवत् ॥ ६ ॥**

જેણે આત્માના બળથી મનને જીત્યું છે તે જ પોતાનો બંધુ છે. જેણે આત્માના બળથી મનને જીત્યું નથી તે પોતાના જ પ્રત્યે શત્રુ થઈને વર્તે છે.

**जितात्मनः प्रशान्तस्य परमात्मा समाहितः ।**
**शीतोष्णसुखदुःखेषु तथा मानापमानयोः ॥७॥**

ઠંડી-ગરમી, સુખ-દુઃખ તથા માન-અપમાનમાં જે મન તથા ઇંદ્રિયોને જીતીને અત્યંત શાંત રહે છે, તેને પરમાત્માનો અનુભવ થાય છે. ૭

**ज्ञानविज्ञानतृप्तात्मा कूटस्थो विजितेन्द्रियः ।**
**युक्त इत्युच्यते योगी समलोष्टाश्मकाञ्चनः ॥८॥**

જ્ઞાન અને વિજ્ઞાન વડે તૃપ્ત આત્માવાળો વિકારરહિત, જિતેંદ્રિય અને માટીનું ઢેફું, પથ્થર તથા સોનાને સમાન ગણતો યોગી 'યુક્ત-યોગસિદ્ધ' કહેવાય છે. ૮

**सुहृन्मित्रार्युदासीनमध्यस्थद्वेष्यबन्धुषु ।**
**साधुष्वपि च पापेषु समबुद्धिर्विशिष्यते ॥९॥**

સુહૃદ, મિત્ર, શત્રુ, તટસ્થ, મધ્યસ્થ, દ્વેષપાત્ર, બંધુઓ, સજ્જનો અને પાપીઓમાં પણ

સમબુદ્ધિવાળો (મનુષ્ય) શ્રેષ્ઠ છે. ૯

योगी युञ्जीत सततमात्मानं रहसि स्थितः ।
एकाकी यतचित्तात्मा निराशीरपरिग्रहः ॥ १० ॥

યોગીએ એકાંતમાં એકલા રહી ચિત્તને તથા શરીરને વશ કરી, આશારહિત અને પરિગ્રહરહિત થઈને અંતઃકરણને સદા (યોગાભ્યાસમાં) જોડવું. ૧૦

शुचौ देशे प्रतिष्ठाप्य स्थिरमासनमात्मनः ।
नात्युच्छ्रितं नातिनीचं चैलाजिनकुशोत्तरम् ॥११॥
तत्रैकाग्रं मनः कृत्वा यतचित्तेन्द्रियक्रियः ।
उपविश्यासने युञ्ज्याद्योगमात्मविशुद्धये ॥१२॥

પવિત્ર સ્થાનમાં અતિ ઊંચું નહિ ને અતિ નીચું નહિ એવું દર્ભ, મૃગચર્મ તથા વસ્ત્ર (એવા ક્રમવાળું) પોતાનું સ્થિર આસન સ્થાપી તે આસન પર બેસી, મનને એકાગ્ર કરી, ચિત્ત અને ઇંદ્રિયોની ક્રિયાઓને વશ કરી અંતઃકરણની શુદ્ધિ માટે યોગાભ્યાસ કરવો. ૧૧,૧૨

समं कायशिरोग्रीवं धारयन्नचलं स्थिरः ।
संप्रेक्ष्य नासिकाग्रं स्वं दिशश्चानवलोकयन् ॥ १३ ॥
प्रशान्तात्मा विगतभीर्ब्रह्मचारिव्रते स्थितः ।
मनः संयम्य मच्चित्तो युक्त आसीत मत्परः ॥१४

દેહ, મસ્તક અને ડોકને સીધાં તથા અચળ રાખી, સ્થિર થઈ દિશાઓને ન જોતાં, નાસિકાનો અગ્રભાગ જોઈને અતિ શાંત ચિત્તવાળા યોગીએ નિર્ભય થઈ, બ્રહ્મચર્યવ્રતમાં રહી, મન વશ કરી, મારામાં ચિત્ત લગાડી, મારા પરાયણ અને સમાધિનિષ્ઠ થઈ બેસવું. ૧૩,૧૪

युञ्जन्नेवं सदात्मानं योगी नियतमानसः ।
शान्तिं निर्वाणपरमां मत्संस्थामधिगच्छति ॥१५

એમ અંતઃકરણને નિત્ય (યોગમાં) જોડતો અને વશ થયેલા મનાવાળો યોગી મારામાં રહેલી મોક્ષરૂપ પરમ નિષ્ઠાવાળી શાંતિ પામે છે. ૧૫

नात्यश्नतस्तु योगोऽस्ति न चैकान्तमनश्नतः ।
न चाति स्वप्नशीलस्य जाग्रतो नैव चार्जुन ॥ १६

સમબુદ્ધિવાળો (મનુષ્ય) શ્રેષ્ઠ છે. ૯

**योगी युञ्जीत सततमात्मानं रहसि स्थितः ।**
**एकाकी यतचित्तात्मा निराशीरपरिग्रहः ॥ १० ॥**

યોગીએ એકાંતમાં એકલા રહી ચિત્તને તથા શરીરને વશ કરી, આશારહિત અને પરિગ્રહરહિત થઈને અંતઃકરણને સદા (યોગાભ્યાસમાં) જોડવું. ૧૦

**शुचौ देशे प्रतिष्ठाप्य स्थिरमासनमात्मनः ।**
**नात्युच्छ्रितं नातिनीचं चैलाजिनकुशोत्तरम् ॥११॥**
**तत्रैकाग्रं मनः कृत्वा यतचित्तेन्द्रियक्रियः ।**
**उपविश्यासने युञ्ज्याद्योगमात्मविशुद्धये ॥१२॥**

પવિત્ર સ્થાનમાં અતિ ઊંચું નહિ ને અતિ નીચું નહિ એવું દર્ભ, મૃગચર્મ તથા વસ્ત્ર (એવા ક્રમવાળું) પોતાનું સ્થિર આસન સ્થાપી તે આસન પર બેસી, મનને એકાગ્ર કરી, ચિત્ત અને ઇંદ્રિયોની ક્રિયાઓને વશ કરી અંતઃકરણની શુદ્ધિ માટે યોગાભ્યાસ કરવો. ૧૧,૧૨

समं कायशिरोग्रीवं धारयन्नचलं स्थिरः ।
संप्रेक्ष्य नासिकाग्रं स्वं दिशश्चानवलोकयन् ॥ १३ ॥
प्रशान्तात्मा विगतभीर्ब्रह्मचारिव्रते स्थितः ।
मनः संयम्य मच्चित्तो युक्त आसीत मत्परः ॥१४

દેહ, મસ્તક અને ડોકને સીધાં તથા અચળ રાખી, સ્થિર થઈ દિશાઓને ન જોતાં, નાસિકાનો અગ્રભાગ જોઈને અતિ શાંત ચિત્તવાળા યોગીએ નિર્ભય થઈ, બ્રહ્મચર્યવ્રતમાં રહી, મન વશ કરી, મારામાં ચિત્ત લગાડી, મારા પરાયણ અને સમાધિનિષ્ઠ થઈ બેસવું. ૧૩,૧૪

युञ्जन्नेवं सदात्मानं योगी नियतमानसः ।
शान्तिं निर्वाणपरमां मत्संस्थामधिगच्छति ॥१५

એમ અંતઃકરણને નિત્ય (યોગમાં) જોડતો અને વશ થયેલા મનાવળો યોગી મારામાં રહેલી મોક્ષરૂપ પરમ નિષ્ઠાવાળી શાંતિ પામે છે. ૧૫

नात्यश्नतस्तु योगोऽस्ति न चैकान्तमनश्नतः ।
न चाति स्वप्नशीलस्य जाग्रतो नैव चार्जुन ॥१६

હે અર્જુન! બહુ ખાનારને, કેવળ નહિ ખાનારને, બહુ ઊંઘવાના સ્વભાવવાળાને તેમ જ કેવળ જાગનારને યોગ (સિદ્ધ) થતો નથી. ૧૬

**युक्ताहारविहारस्य युक्तचेष्टस्य कर्मसु ।**
**युक्तस्वप्नावबोधस्य योगो भवति दुःखहा ॥१७॥**

(પણ) યોગ્ય આહારવિહારવાળાને, કર્મોમાં યોગ્ય ચેષ્ટાવાળાને તથા યોગ્ય ઊંઘનાર-જાગનારને યોગ દુઃખનાશક થાય છે. ૧૭

**यदा विनियतं चित्तमात्मन्येवावतिष्ठते ।**
**निःस्पृहः सर्वकामेभ्यो युक्त इत्युच्यते तदा ॥१८**

જ્યારે વશ થયેલું ચિત્ત આત્મામાં જ રહે છે અને સર્વ કામનાઓથી નિઃસ્પૃહ થાય છે, ત્યારે (મનુષ્ય) 'યુક્ત-યોગી' કહેવાય છે. ૧૮

**यथा दीपो निवातस्थो नेङ्गते सोपमा स्मृता ।**
**योगिनो यतचित्तस्य युञ्जतो योगमात्मनः ॥१९**

જેમ વાયુરહિત સ્થાનમાં રહેલો દીવો ડોલતો નથી (તેમ સમાધિનિષ્ઠ યોગીનું મન

ઉગતું નથી ), તે ઉપમા આત્માને યોગમાં જોડતા યોગીના વશ થયેલા ચિત્તની કહી છે. ૧૯

यत्रोपरमते चित्तं निरुद्धं योगसेवया ।
यत्र चैवात्मनात्मानं पश्यन्नात्मनि तुष्यति ॥
सुखमात्यन्तिकं यत्तद्बुद्धिग्राह्यमतीन्द्रियम् ।
वेत्ति यत्र न चैवायं स्थितश्चलति तत्त्वतः ॥२१
यं लब्ध्वा चापरं लाभं मन्यते नाधिकं ततः ।
यस्मिन्स्थितो न दुःखेन गुरुणापि विचाल्यते ॥
तं विद्याद्दुःखसंयोगवियोगं योगसंज्ञितम् ।
स निश्चयेन योक्तव्यो योगोऽनिर्विण्णचेतसा ॥

યોગસેવનથી વશ થયેલું ચિત્ત જેમાં આનંદ પામે છે અને અંતઃકરણ વડે આત્માને જોતો જે આત્મામાં જ સંતોષ પામે છે; વળી અતીંદ્રિય અને બુદ્ધિગ્રાહ્ય જે અનંત સુખ છે, તેને જેમાં અનુભવે છે; તેમ જ જેમાં રહીને આ ( યોગી ) તત્ત્વથી ચલિત થતો જ નથી; અને જેને પામીને બીજા લાભને તેથી અધિક માનતો નથી તથ

જેમાં રહીને મોટા દુઃખથી પણ ચલિત કરાતો નથી; તે દુઃખસંયોગના અભાવને 'યોગ' નામે જાણવો. તે(યોગ)નો નહિ કંટાળેલા ચિત્તથી નિશ્ચયપૂર્વક અભ્યાસ કરવો. ૨૦-૨૩

संकल्पप्रभवान्कामांस्त्यक्त्वा सर्वानशेषतः ।
मनसैवेन्द्रियग्रामं विनियम्य समन्ततः ॥ २४ ॥
शनैः शनैरुपरमेद्बुद्ध्या धृतिगृहीतया ।
आत्मसंस्थं मनः कृत्वा न किञ्चिदपि चिन्तयेत् ॥

સંકલ્પોથી ઉત્પન્ન થયેલી સર્વ કામનાઓ સંપૂર્ણ ત્યજી મન વડે જ ઇંદ્રિયોના સમૂહને સર્વ તરફથી વશ કરી ધીરજથી વશ કરેલી બુદ્ધિ વડે, ધીમે ધીમે વિષયોથી અટકવું અને મનને આત્મામાં સારી રીતે સ્થિર કરી કંઈ પણ ચિંતવવું નહિ. ૨૪,૨૫

यतो यतो निश्चरति मनश्चञ्चलमस्थिरम् ।
ततस्ततो नियम्यैतदात्मन्येव वशं नयेत् ॥ २६ ॥

ચંચળ તથા અસ્થિર મન જે જે(કારણ)-થી બહાર નીકળી જાય, તે તે(કારણ)થી તેને

રોકી આત્મામાં જ વશ કરવું. ૨૬

प्रशान्तमनसं ह्येनं योगिनं सुखमुत्तमम् ।
उपैति शान्तरजसं ब्रह्मभूतमकल्मषम् ॥ २७ ॥

કેમ કે અતિ શાંત મનવાળા, શાંત રજોગુણવાળા, પાપરહિત અને બ્રહ્મરૂપ થયેલા આ યોગીને ઉત્તમ સુખ પ્રાપ્ત થાય છે. ૨૭

युञ्जन्नेवं सदात्मानं योगी विगतकल्मषः ।
सुखेन ब्रह्मसंस्पर्शमत्यन्तं सुखमश्नुते ॥ २८ ॥

એમ ચિત્તને સદા યોગનિષ્ઠ કરતો યોગી પાપરહિત થઈ સહેલાઈથી પરબ્રહ્મના અનુભવરૂપ અનંત સુખનો અનુભવ કરે છે. ૨૮

सर्वभूतस्थमात्मानं सर्वभूतानि चात्मनि ।
ईक्षते योगयुक्तात्मा सर्वत्र समदर्शनः ॥ २९ ॥

યોગયુક્ત અંતઃકરણવાળો અને બધે સમદૃષ્ટિવાળો બધાં પ્રાણીઓમાં પોતાને અને પોતામાં બધાં પ્રાણીઓને (રહેલાં) જુએ છે. ૨૯

यो मां पश्यति सर्वत्र सर्वं च मयि पश्यति ।
तस्याहं न प्रणश्यामि स च मे न प्रणश्यति ॥ ३०

જે મને બધે જુએ છે અને બધું મારામાં જુએ છે, તેને હું અદૃશ્ય રહેતો નથી અને તે મને અદૃશ્ય રહેતો નથી. ૩૦

**सर्वभूतस्थितं यो मां भजत्येकत्वमास्थितः ।**
**सर्वथा वर्तमानोऽपि स योगी मयि वर्तते ॥३१॥**

એકપણાનો આશ્રય કરી જે યોગી સર્વ ભૂતોમાં રહેલા મને ભજે છે, તે સર્વ પ્રકારે વર્તે, તોપણ મારામાં વર્તે છે. ૩૧

**आत्मौपम्येन सर्वत्र समं पश्यति योऽर्जुन ।**
**सुखं वा यदि वा दुःखं स योगी परमो मतः ॥३२**

હે અર્જુન! જે સર્વ (પ્રાણીઓ)માં પોતાની પેઠે સુખ અથવા દુઃખને સમાન જુએ છે, તે યોગીને મેં શ્રેષ્ઠ માન્યો છે. ૩૨

अर्जुन उवाच । અર્જુન બોલ્યો :

**योऽयं योगस्त्वया प्रोक्तः साम्येन मधुसूदन ।**
**एतस्याहं न पश्यामि चञ्चलत्वात्स्थितिं स्थिराम् ।**

હે મધુસૂદન! જે આ યોગ સમભાવરૂપે આપે કહ્યો, એની સ્થિતિ (મનની) ચંચળતા-

ને લીધે હું સ્થિર જોતો નથી. ૩૩

चञ्चलं हि मनः कृष्ण प्रमाथि बलवद् दृढम् ।
तस्याहं निग्रहं मन्ये वायोरिव सुदुष्करम् ॥ ३४ ॥

કેમ કે હે કૃષ્ણ! મન ચંચળ, વિહ્વળ કરનાર, બળવાન અને દૃઢ છે; તેનો નિગ્રહ વાયુની પેઠે હું અતિ દુષ્કર માનું છું. ૩૪

श्रीभगवानुवाच । શ્રીભગવાન બોલ્યા:

असंशयं महाबाहो मनो दुर्निग्रहं चलम् ।
अभ्यासेन तु कौन्तेय वैराग्येण च गृह्यते ॥ ३५ ॥

હે મહાબાહો! ખરેખર મન ચંચળ અને વશ કરવું મુશ્કેલ છે; તોપણ હે કૌંતેય! અભ્યાસ અને વૈરાગ્ય વડે તે વશ કરાય છે. ૩૫

असंयतात्मना योगो दुष्प्राप इति मे मतिः ।
वश्यात्मना तु यतता शक्योऽवाप्तुमुपायतः ॥

જેણે મન વશ કર્યું નથી, તેને યોગ દુર્લભ છે; પણ વશ કરેલા મનવાળો અને યત્ન કરતો (મનુષ્ય) ઉપાયથી (તેને) પ્રાપ્ત કરી શકે છે. એવું મારું માનવું છે. ૩૬

अर्जुन उवाच । અર્જુન બોલ્યો:

अयतिः श्रद्धयोपेतो योगाच्चलितमानसः ।
अप्राप्य योगसंसिद्धिं कां गतिं कृष्ण गच्छति ॥३७

હે શ્રીકૃષ્ણ! જે યોગમાં શ્રદ્ધાવાળો છે, પરંતુ પૂરો સંયમી ન હોવાથી તેનું મન યોગથી ચલિત થયું હોય તો એ યોગની સિદ્ધિને પ્રાપ્ત ન કરતાં કઈ ગતિને પ્રાપ્ત થાય છે? ૩૭

कच्चिन्नोभयविभ्रष्टश्छिन्नाभ्रमिव नश्यति ।
अप्रतिष्ठो महाबाहो विमूढो ब्रह्मणः पथि ॥ ३८ ॥

હે મહાબાહો! શું તે (યોગથી અને સિદ્ધિથી) ઉભયભ્રષ્ટ થયેલો સાધક બ્રહ્મમાર્ગમાં મૂઢ થઈને છિન્નભિન્ન થયેલા વાદળની પેઠે નાશ તો નથી પામતો ને? ૩૮

एतन्मे संशयं कृष्ण छेत्तुमर्हस्यशेषतः ।
त्वदन्यः संशयस्यास्य छेत्ता न ह्युपपद्यते ॥ ३९॥

હે કૃષ્ણ! મારા આ સંશયને સંપૂર્ણ છેદવા આપ યોગ્ય છો; કેમ કે આપ વિના બીજો આ સંશયને છેદનાર મળે તેમ નથી. ૩૯

શ્રીभगवानुवाच । શ્રીભગવાન બોલ્યા :

पार्थ नैवेह नामुत्र विनाशस्तस्य विद्यते ।
न हि कल्याणकृत्कश्चिद् दुर्गतिं तात गच्छति ॥४०

હે પાર્થ! આ લોકમાં કે પરલોકમાં તેનો વિનાશ નથી જ; કેમ કે હે તાત! શુભ કર્મ કરનારો કોઈ (મનુષ્ય) દુર્ગતિ પામતો નથી. ૪૦

प्राप्य पुण्यकृतां लोकानुषित्वा शाश्वतीः समाः ।
शुचीनां श्रीमतां गेहे योगभ्रष्टोऽभिजायते ॥४१॥

તે યોગભ્રષ્ટ મનુષ્ય પુણ્યકર્મ કરનારાઓના લોકને પામી, ઘણાં વર્ષો સુધી (ત્યાં) રહી પછી પવિત્ર શ્રીમંતોને ઘેર જન્મે છે. ૪૧

अथवा योगिनामेव कुले भवति धीमताम् ।
एतद्धि दुर्लभतरं लोके जन्म यदीदृशम् ॥ ४२ ॥

અથવા બુદ્ધિમાન યોગીઓના જ કુળમાં જન્મે છે; ખરેખર લોકમાં આવો જે આ જન્મ તે અતિ દુર્લભ છે. ૪૨

तत्र तं बुद्धिसंयोगं लभते पौर्वदेहिकम् ।
यतते च ततो भूयः संसिद्धौ कुरुनन्दन ॥ ४३ ॥

હે કુરુનંદન ! આ જન્મમાં તેને પૂર્વજન્મની (યોગસાધનાવાળી) બુદ્ધિનો સંયોગ થાય છે અને ફરીથી યોગસિદ્ધિને પ્રાપ્ત કરવા માટે તે આગળ પ્રયત્ન કરે છે. ૪૩

पूर्वाभ्यासेन तेनैव ह्रियते ह्यवशोऽपि सः ।
जिज्ञासुरपि योगस्य शब्दब्रह्मातिवर्तते ॥ ४४ ॥

તે જ પૂર્વના અભ્યાસને લીધે તે અવશ્ય યોગ પ્રત્યે ખેંચાય છે. આ યોગનો જિજ્ઞાસુ પણ (સકામ વૈદિક કર્મો કરનારની સ્થિતિને) શબ્દબ્રહ્મને ઓળંગી જાય છે. ૪૪

प्रयत्नाद्यतमानस्तु योगी संशुद्धकिल्बिषः ।
अनेकजन्मसंसिद्धस्ततो याति परां गतिम् ॥४५॥

કાળજીથી યત્ન કરતાં પાપરહિત થયેલો તે યોગી અનેક જન્મે સિદ્ધ થયા પછી પરમ ગતિ પામે છે. ૪૫

तपस्विभ्योऽधिको योगी
ज्ञानिभ्योऽपि मतोऽधिकः ।
कर्मिभ्यश्चाधिको योगी
तस्माद्योगी भवार्जुन ॥ ४६ ॥

આ યોગી તપસ્વીઓ કરતાં અધિક, જ્ઞાનીઓથી પણ અધિક અને (અગ્નિહોત્રાદિ) કર્મ કરનારાઓથી પણ અધિક મનાયો છે; માટે હે અર્જુન! તું યોગી થા. ૪૬

योगिनामपि सर्वेषां मद्गतेनान्तरात्मना ।
श्रद्धावान्भजते यो मां स मे युक्ततमो मतः ॥४७॥

સર્વ યોગીઓમાં પણ જે શ્રદ્ધાવાળો, મારામાં જોડાયલા અંતઃકરણ વડે મને ભજે છે, તેને મેં શ્રેષ્ઠ યોગી માન્યો છે. ૪૭

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे आत्मसंयमयोगो नाम षष्ठोऽध्यायः ॥६॥

એ પ્રમાણે ઉપનિષદ, બ્રહ્મવિદ્યા તથા યોગશાસ્ત્રરૂપ શ્રીમદ્ ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણ તથા અર્જુનના સંવાદ વિષે 'આત્મસંયમયોગ' નામનો છઠ્ઠો અધ્યાય સંપૂર્ણ

# अध्याय ७ मो–ज्ञानविज्ञानयोग

श्रीभगवानुवाच । શ્રીભગવાન બોલ્યા:

मय्यासक्तमनाः पार्थ योगं युञ्जन्मदाश्रयः ।
असंशयं समग्रं मां यथा ज्ञास्यसि तच्छृणु ॥ १ ॥

હે પાર્થ ! મારામાં મન લગાડી મારો આશ્રય લઈ યોગ સાધતાં તું સંશયરહિત થઈને મને સમગ્રપણે જે રીતે જાણી શકે તે સાંભળ. ૧

ज्ञानं तेऽहं सविज्ञानमिदं वक्ष्याम्यशेषतः ।
यज्ज्ञात्वा नेह भूयोऽन्यज्ज्ञातव्यमवशिष्यते ॥२॥

હું તને વિજ્ઞાન (અનુભવજ્ઞાન) સહિત આ જ્ઞાન સંપૂર્ણ કહું છું. તેને જાણ્યા પછી આ લોકમાં બીજું વિશેષ જાણવા જેવું બાકી રહેતું નથી. ૨

मनुष्याणां सहस्रेषु कश्चिद्यतति सिद्धये ।
यततामपि सिद्धानां कश्चिन्मां वेत्ति तत्त्वतः ॥३॥

હજારો મનુષ્યોમાં કોઈક જ સિદ્ધિ માટે

યત્ન કરે છે; અને યત્ન કરતા સિદ્ધોમાં પણ કોઈ જ મને સત્યસ્વરૂપે જાણે છે. ૩

भूमिरापोऽनलो वायुः खं मनो बुद्धिरेव च।
अहंकार इतीयं मे भिन्ना प्रकृतिरष्टधा ॥४॥

પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ, આકાશ, મન, બુદ્ધિ અને અહંકાર—એમ આઠ પ્રકારે વિભાગ પામેલી મારી આ પ્રકૃતિ છે. ૪

अपरेयमितस्त्वन्यां प्रकृतिं विद्धि मे पराम्।
जीवभूतां महाबाहो ययेदं धार्यते जगत् ॥५॥

આ પ્રકૃતિ અપરા (જડ) છે, પણ હે મહાબાહો ! આથી બીજી મારી પરા—ચેતન પ્રકૃતિને જીવરૂપ તું જાણ, કે જેના વડે આ જગત ધારણ કરાય છે. ૫

एतद्योनीनि भूतानि सर्वाणीत्युपधारय।
अहं कृत्स्नस्य जगतः प्रभवः प्रलयस्तथा ॥६॥

સર્વ ભૂતો આ (બે) પ્રકૃતિરૂપ ઉત્પત્તિસ્થાનવાળાં છે, એમ તું જાણ; અને સમગ્ર જગતનો ઉત્પાદક તથા સંહારક હું છું. ૬

मत्तः परतरं नान्यत्किञ्चिदस्ति धनंजय ।
मयि सर्वमिदं प्रोतं सूत्रे मणिगणा इव ॥७॥

હે ધનંજય! મારાથી અધિક શ્રેષ્ઠ બીજું કંઈ નથી; દોરામાં મણકાઓના સમૂહની પેઠે આ સર્વ મારામાં પરોવાયેલું છે. ૭

रसोऽहमप्सु कौन्तेय प्रभास्मि शशिसूर्ययोः ।
प्रणवः सर्ववेदेषु शब्दः खे पौरुषं नृषु ॥८॥

હે કુંતીપુત્ર! જળમાં રસ હું છું. ચંદ્ર અને સૂર્યમાં તેજ હું છું; સર્વ વેદોમાં પ્રણવ (ૐકાર), આકાશમાં શબ્દ અને પુરુષોમાં પુરુષત્વ હું છું.

पुण्यो गन्धः पृथिव्यां च तेजश्चास्मि विभावसौ ।
जीवनं सर्वभूतेषु तपश्चास्मि तपस्विषु ॥९॥

વળી પૃથ્વીમાં પવિત્ર ગંધ અને અગ્નિમાં તેજ હું છું; સર્વ પ્રાણીઓમાં જીવન અને તપસ્વીઓમાં તપ હું છું. ૯

बीजं मां सर्वभूतानां विद्धि पार्थ सनातनम् ।
बुद्धिर्बुद्धिमतामस्मि तेजस्तेजस्विनामहम् ॥१०॥

હે અર્જુન ! સર્વ ભૂતોનું સનાતન બીજ (કારણ) તું મને જાણ; બુદ્ધિમાનોની બુદ્ધિ અને તેજસ્વીઓનું તેજ હું છું. ૧૦

बलं बलवतां चाहं कामरागविवर्जितम् ।
धर्माविरुद्धो भूतेषु कामोऽस्मि भरतर्षभ ॥११॥

કામ અને રાગ વિનાનું બળવાનોનું બળ હું છું. હે ભરતશ્રેષ્ઠ ! પ્રાણીઓમાં રહેલો ધર્માનુકૂળ જે કામ (અન્નપાન આદિની ઇચ્છા) તે પણ હું છું. ૧૧

ये चैव सात्त्विका भावा राजसास्तामसाश्च ये ।
मत्त एवेति तान्विद्धि न त्वहं तेषु ते मयि ॥१२॥

વળી સાત્ત્વિક, રાજસિક તથા તામસિક જે ભાવો છે, તેઓ મારાથી જ ઊપજેલા છે એમ તું જાણ. હું તેઓમાં નથી, પરંતુ તેઓ મારામાં છે. ૧૨

त्रिभिर्गुणमयैर्भावैरेभिः सर्वमिदं जगत् ।
मोहितं नाभिजानाति मामेभ्यः परमव्ययम् ॥१३

આ સર્વ જગત આ ત્રિગુણમય ભાવોથી

मत्तः परतरं नान्यत्किञ्चिदस्ति धनंजय ।
मयि सर्वमिदं प्रोतं सूत्रे मणिगणा इव ॥७॥

હે ધનંજય! મારાથી અધિક શ્રેષ્ઠ બીજું કંઈ નથી; દોરામાં મણકાઓના સમૂહની પેઠે આ સર્વ મારામાં પરોવાયેલું છે. ૭

रसोऽहमप्सु कौन्तेय प्रभास्मि शशिसूर्ययोः ।
प्रणवः सर्ववेदेषु शब्दः खे पौरुषं नृषु ॥८॥

હે કુંતીપુત્ર! જળમાં રસ હું છું. ચંદ્ર અને સૂર્યમાં તેજ હું છું; સર્વ વેદોમાં પ્રણવ (ૐકાર), આકાશમાં શબ્દ અને પુરુષોમાં પુરુષત્વ હું છું.

पुण्यो गन्धः पृथिव्यां च तेजश्चास्मि विभावसौ ।
जीवनं सर्वभूतेषु तपश्चास्मि तपस्विषु ॥९॥

વળી પૃથ્વીમાં પવિત્ર ગંધ અને અગ્નિમાં તેજ હું છું; સર્વ પ્રાણીઓમાં જીવન અને તપસ્વીઓમાં તપ હું છું. ૯

बीजं मां सर्वभूतानां विद्धि पार्थ सनातनम् ।
बुद्धिर्बुद्धिमतामस्मि तेजस्तेजस्विनामहम् ॥१०॥

હે અર્જુન ! સર્વ ભૂતોનું સનાતન બીજ (કારણ) તું મને જાણ; બુદ્ધિમાનોની બુદ્ધિ અને તેજસ્વીઓનું તેજ હું છું. ૧૦

बलं बलवतां चाहं कामरागविवर्जितम् ।
धर्माविरुद्धो भूतेषु कामोऽस्मि भरतर्षभ ॥ ११ ॥

કામ અને રાગ વિનાનું બળવાનોનું બળ હું છું. હે ભરતશ્રેષ્ઠ ! પ્રાણીઓમાં રહેલો ધર્માનુકૂળ જે કામ ( અન્નપાન આદિની ઈચ્છા ) તે પણ હું છું. ૧૧

ये चैव सात्त्विका भावा राजसास्तामसाश्च ये ।
मत्त एवेति तान्विद्धि न त्वहं तेषु ते मयि ॥१२॥

વળી સાત્ત્વિક, રાજસિક તથા તામસિક જે ભાવો છે, તેઓ મારાથી જ ઊપજેલા છે એમ તું જાણ. હું તેઓમાં નથી, પરંતુ તેઓ મારામાં છે. ૧૨

त्रिभिर्गुणमयैर्भावैरेभिः सर्वमिदं जगत् ।
मोहितं नाभिजानाति मामेभ्यः परमव्ययम् ॥१३

આ સર્વ જગત આ ત્રિગુણમય ભાવોથી

मत्तः परतरं नान्यत्किञ्चिदस्ति धनंजय।
मयि सर्वमिदं प्रोतं सूत्रे मणिगणा इव ॥७॥

હે ધનંજય! મારાથી અધિક શ્રેષ્ઠ બીજું કંઈ નથી; દોરામાં મણકાઓના સમૂહની પેઠે આ સર્વ મારામાં પરોવાયેલું છે. ૭

रसोऽहमप्सु कौन्तेय प्रभास्मि शशिसूर्ययोः।
प्रणवः सर्ववेदेषु शब्दः खे पौरुषं नृषु ॥८॥

હે કુંતીપુત્ર! જળમાં રસ હું છું. ચંદ્ર અને સૂર્યમાં તેજ હું છું; સર્વ વેદોમાં પ્રણવ (ૐકાર), આકાશમાં શબ્દ અને પુરુષોમાં પુરુષત્વ હું છું.

पुण्यो गन्धः पृथिव्यां च तेजश्चास्मि विभावसौ।
जीवनं सर्वभूतेषु तपश्चास्मि तपस्विषु ॥९॥

વળી પૃથ્વીમાં પવિત્ર ગંધ અને અગ્નિમાં તેજ હું છું; સર્વ પ્રાણીઓમાં જીવન અને તપસ્વીઓમાં તપ હું છું. ૯

बीजं मां सर्वभूतानां विद्धि पार्थ सनातनम्।
बुद्धिर्बुद्धिमतामस्मि तेजस्तेजस्विनामहम् ॥१०॥

હે અર્જુન ! સર્વ ભૂતોનું સનાતન બીજ (કારણ) તું મને જાણ; બુદ્ધિમાનોની બુદ્ધિ અને તેજસ્વીઓનું તેજ હું છું. ૧૦

बलं बलवतां चाहं कामरागविवर्जितम् ।
धर्माविरुद्धो भूतेषु कामोऽस्मि भरतर्षभ ॥११॥

કામ અને રાગ વિનાનું બળવાનોનું બળ હું છું. હે ભરતશ્રેષ્ઠ ! પ્રાણીઓમાં રહેલો ધર્માનુકૂળ જે કામ (અન્નપાન આદિની ઈચ્છા) તે પણ હું છું. ૧૧

ये चैव सात्त्विका भावा राजसास्तामसाश्च ये ।
मत्त एवेति तान्विद्धि न त्वहं तेषु ते मयि ॥१२॥

વળી સાત્ત્વિક, રાજસિક તથા તામસિક જે ભાવો છે, તેઓ મારાથી જ ઊપજેલા છે એમ તું જાણ. હું તેઓમાં નથી, પરંતુ તેઓ મારામાં છે. ૧૨

त्रिभिर्गुणमयैर्भावैरेभिः सर्वमिदं जगत् ।
मोहितं नाभिजानाति मामेभ्यः परमव्ययम् ॥१३

આ સર્વ જગત આ ત્રિગુણમય ભાવોથી

मत्तः परतरं नान्यत्किञ्चिदस्ति धनंजय ।
मयि सर्वमिदं प्रोतं सूत्रे मणिगणा इव ॥ ७ ॥

હે ધનંજય! મારાથી અધિક શ્રેષ્ઠ બીજું કંઈ નથી; દોરામાં મણકાઓના સમૂહની પેઠે આ સર્વ મારામાં પરોવાયેલું છે. ૭

रसोऽहमप्सु कौन्तेय प्रभास्मि शशिसूर्ययोः ।
प्रणवः सर्ववेदेषु शब्दः खे पौरुषं नृषु ॥ ८ ॥

હે કુંતીપુત્ર! જળમાં રસ હું છું. ચંદ્ર અને સૂર્યમાં તેજ હું છું; સર્વ વેદોમાં પ્રણવ (ॐકાર), આકાશમાં શબ્દ અને પુરુષોમાં પુરુષત્વ હું છું.

पुण्यो गन्धः पृथिव्यां च तेजश्चास्मि विभावसौ ।
जीवनं सर्वभूतेषु तपश्चास्मि तपस्विषु ॥ ९ ॥

વળી પૃથ્વીમાં પવિત્ર ગંધ અને અગ્નિમાં તેજ હું છું; સર્વ પ્રાણીઓમાં જીવન અને તપસ્વીઓમાં તપ હું છું. ૯

बीजं मां सर्वभूतानां विद्धि पार्थ सनातनम् ।
बुद्धिर्बुद्धिमतामस्मि तेजस्तेजस्विनामहम् ॥ १० ॥

હે અર્જુન! સર્વ ભૂતોનું સનાતન બીજ (કારણ) તું મને જાણ; બુદ્ધિમાનોની બુદ્ધિ અને તેજસ્વીઓનું તેજ હું છું. ૧૦

बलं बलवतां चाहं कामरागविवर्जितम्।
धर्माविरुद्धो भूतेषु कामोऽस्मि भरतर्षभ ॥११॥

કામ અને રાગ વિનાનું બળવાનોનું બળ હું છું. હે ભરતશ્રેષ્ઠ! પ્રાણીઓમાં રહેલો ધર્માનુકૂળ જે કામ (અન્નપાન આદિની ઇચ્છા) તે પણ હું છું. ૧૧

ये चैव सात्त्विका भावा राजसास्तामसाश्च ये।
मत्त एवेति तान्विद्धि न त्वहं तेषु ते मयि ॥१२॥

વળી સાત્ત્વિક, રાજસિક તથા તામસિક જે ભાવો છે, તેઓ મારાથી જ ઊપજેલા છે એમ તું જાણ. હું તેઓમાં નથી, પરંતુ તેઓ મારામાં છે. ૧૨

त्रिभिर्गुणमयैर्भावैरेभिः सर्वमिदं जगत्।
मोहितं नाभिजानाति मामेभ्यः परमव्ययम् ॥१३

આ સર્વ જગત આ ત્રિગુણમય ભાવોથી

મોહિત છે; (માટે) એઓથી પર અને વિકાર-રહિત મને જાણતું નથી. ૧૩

दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया।
मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते ॥ १४ ॥

કેમ કે મારી આ ગુણમયી દૈવી માયા ઓળંગવી મુશ્કેલ છે. જેઓ મારે જ શરણે આવે છે, તેઓ આ માયાને ઓળંગે છે. ૧૪

न मां दुष्कृतिनो मूढाः प्रपद्यन्ते नराधमाः।
माययापहृतज्ञाना आसुरं भावमाश्रिताः ॥ १५ ॥

માયાએ હરેલા જ્ઞાનવાળા, મૂઢ, પાપી અને આસુરી ભાવનો આશ્રય કરનારા અધમ પુરુષો મારે શરણે આવતા નથી. ૧૫

चतुर्विधा भजन्ते मां जनाः सुकृतिनोऽर्जुन।
आर्तो जिज्ञासुरर्थार्थी ज्ञानी च भरतर्षभ ॥ १६ ॥

હે ભરતશ્રેષ્ઠ અર્જુન! ચાર પ્રકારના પુણ્યશાળી મનુષ્યો મને ભજે છે: આર્ત (દુઃખી), જિજ્ઞાસુ, ધનની ઇચ્છાવાળો અને જ્ઞાની. ૧૬

तेषां ज्ञानी नित्ययुक्त एकभक्तिर्विशिष्यते ।
प्रियो हि ज्ञानिनोऽत्यर्थमहं स च मम प्रियः ॥१७

તેઓમાં સદા (ધ્યાનમાં) જોડાઈ રહેનારો અને એકનિષ્ઠ ભક્તિવાળો જ્ઞાની ઉત્તમ છે; કેમ કે જ્ઞાનીને હું અત્યંત પ્રિય છું અને તે મને અત્યંત પ્રિય છે. ૧૭

उदाराः सर्व एवैते ज्ञानी त्वात्मैव मे मतम् ।
आस्थितः स हि युक्तात्मा मामेवानुत्तमां गतिम् ॥

એ બધાય ઉત્તમ છે; પરંતુ જ્ઞાની તો મારો આત્મા જ છે, એવો મારો મત છે; કેમ કે તે એકાગ્ર ચિત્તવાળો થઈ સર્વોત્તમ ગતિરૂપ મને જ આશ્રય કરી રહ્યો છે. ૧૮

बहूनां जन्मनामन्ते ज्ञानवान्मां प्रपद्यते ।
वासुदेवः सर्वमिति स महात्मा सुदुर्लभः ॥ १९ ॥

બહુ જન્મોને અંતે (આ) બધું 'વાસુદેવ જ છે' એવા જ્ઞાનવાળો–જ્ઞાની મને પામે છે; તે મહાત્મા અતિ દુર્લભ છે. ૧૯

મોહિત છે; (માટે) એઓથી પર અને વિકાર-
રહિત મને જાણતું નથી. ૧૩

दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया ।
मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते ॥ १४ ॥

કેમ કે મારી આ ગુણમયી દૈવી માયા ઓળંગવી મુશ્કેલ છે. જેઓ મારે જ શરણે આવે છે, તેઓ આ માયાને ઓળંગે છે. ૧૪

न मां दुष्कृतिनो मूढाः प्रपद्यन्ते नराधमाः ।
माययापहृतज्ञाना आसुरं भावमाश्रिताः ॥ १५ ॥

માયાએ હરેલા જ્ઞાનવાળા, મૂઢ, પાપી અને આસુરી ભાવનો આશ્રય કરનારા અધમ પુરુષો મારે શરણે આવતા નથી. ૧૫

चतुर्विधा भजन्ते मां जनाः सुकृतिनोऽर्जुन ।
आर्तो जिज्ञासुरर्थार्थी ज्ञानी च भरतर्षभ ॥ १६ ॥

હે ભરતશ્રેષ્ઠ અર્જુન! ચાર પ્રકારના પુણ્યશાળી મનુષ્યો મને ભજે છેઃ આર્ત (દુઃખી), જિજ્ઞાસુ, ધનની ઇચ્છાવાળો અને જ્ઞાની. ૧૬

तेषां ज्ञानी नित्ययुक्त एकभक्तिर्विशिष्यते ।
प्रियो हि ज्ञानिनोऽत्यर्थमहं स च मम प्रियः ॥१७

તેઓમાં સદા (ધ્યાનમાં) જોડાઈ રહેનારો અને એકનિષ્ઠ ભક્તિવાળો જ્ઞાની ઉત્તમ છે; કેમ કે જ્ઞાનીને હું અત્યંત પ્રિય છું અને તે મને અત્યંત પ્રિય છે. ૧૭

उदाराः सर्व एवैते ज्ञानी त्वात्मैव मे मतम् ।
आस्थितः स हि युक्तात्मा मामेवानुत्तमां गतिम् ॥

એ બધાય ઉત્તમ છે; પરંતુ જ્ઞાની તો મારો આત્મા જ છે, એવો મારો મત છે; કેમ કે તે એકાગ્ર ચિત્તવાળો થઈ સર્વોત્તમ ગતિરૂપ મને જ આશ્રય કરી રહ્યો છે. ૧૮

बहूनां जन्मनामन्ते ज्ञानवान्मां प्रपद्यते ।
वासुदेवः सर्वमिति स महात्मा सुदुर्लभः ॥ १९ ॥

બહુ જન્મોને અંતે (આ) બધું 'વાસુદેવ જ છે' એવા જ્ઞાનવાળો—જ્ઞાની મને પામે છે; તે મહાત્મા અતિ દુર્લભ છે. ૧૯

कामैस्तैस्तैर्हृतज्ञानाः प्रपद्यन्तेऽन्यदेवताः ।
तं तं नियममास्थाय प्रकृत्या नियताः स्वया ॥

તે તે કામનાઓ વડે હરાયેલા જ્ઞાનવાળા અને પોતાની પ્રકૃતિ વડે બંધાયલા ( મનુષ્યો ) તે તે નિયમનો આશ્રય કરી બીજા દેવતાઓને શરણે જાય છે. ૨૦

यो यो यां यां तनुं भक्तः श्रद्धयार्चितुमिच्छति ।
तस्य तस्याचलां श्रद्धां तामेव विदधाम्यहम् ॥

જે જે મનુષ્ય જે જે સ્વરૂપની પૂજા ( ભક્તિ ) શ્રદ્ધાપૂર્વક કરવા ઇચ્છે છે, તેની તે તે સ્વરૂપ વિષેની શ્રદ્ધાને હું દૃઢ કરું છું. ૨૧

स तया श्रद्धया युक्तस्तस्याराधनमीहते ।
लभते च ततः कामान्मयैव विहितान्हि तान् ॥

તે શ્રદ્ધાથી યુક્ત થઈ, તે તેનું આરાધન કરે છે અને તે ( દેવતા ) દ્વારા મેં જ નિર્માણ કરેલા ઇચ્છિત ભોગો પામે છે. ૨૨

अन्तवत्तु फलं तेषां तद्भवत्यल्पमेधसाम् ।
देवान्देवयजो यान्ति मद्भक्ता यान्ति मामपि ।

પરંતુ તે અલ્પ બુદ્ધિવાળાઓનું તે ફળ નાશવંત હોય છે; દેવોને પૂજનારા દેવોને પામે છે, પણ મારા ભક્તો મને પામે છે. ૨૩

**अव्यक्तं व्यक्तिमापन्नं मन्यन्ते मामबुद्धयः ।**
**परं भावमजानन्तो ममाव्ययमनुत्तमम् ॥२४॥**

મારું સર્વોત્તમ નિર્વિકાર સ્વરૂપ નહિ જાણતા અજ્ઞાનીઓ, અપ્રકટ એવા મને પ્રકટ થયેલો માને છે. ૨૪

**नाहं प्रकाशः सर्वस्य योगमायासमावृतः ।**
**मूढोऽयं नाभिजानाति लोको मामजमव्ययम् ॥**

યોગમાયાથી ઢંકાયેલો હું સર્વને પ્રત્યક્ષ નથી, (તેથી) આ મૂઢલોક અજન્મા અને અવિનાશી મને સંપૂર્ણ જાણતા નથી. ૨૫

**वेदाहं समतीतानि वर्तमानानि चार्जुन ।**
**भविष्याणि च भूतानि मां तु वेद न कश्चन ॥२६**

હે અર્જુન! ભૂતકાળનાં, વર્તમાનકાળનાં તથા ભવિષ્યકાળનાં (બધાં) ભૂતોને હું જાણું

છું; પરંતુ મને કોઈ જાણતું નથી. ૨૬

इच्छाद्वेषसमुत्थेन द्वन्द्वमोहेन भारत।
सर्वभूतानि संमोहं सर्गे यान्ति परंतप ॥२७॥

હે શત્રુઓને તપાવનાર ભરતવંશી! ઇચ્છા અને દ્વેષથી ઉત્પન્ન થતાં (રાગદ્વેષાદિ) જોડકાંના મોહ વડે સર્વ પ્રાણીઓ સૃષ્ટિમાં અત્યંત મોહ પામે છે. ૨૭

येषां त्वन्तगतं पापं जनानां पुण्यकर्मणाम्।
ते द्वन्द्वमोहनिर्मुक्ता भजन्ते मां दृढव्रताः ॥२८॥

પરંતુ જે પુણ્યકર્મવાળા મનુષ્યોનું પાપ નાશ પામ્યું હોય છે, તેઓ (રાગદ્વેષાદિ) જોડકાંના મોહથી છૂટી દૃઢવ્રતવાળા થઈ મને ભજે છે.

जरामारणमोक्षाय मामाश्रित्य यतन्ति ये।
ते ब्रह्म तद्विदुः कृत्स्नमध्यात्मं कर्म चाखिलम् ॥

જેઓ મારો આશ્રય કરી ઘડપણ તથા મરણથી છૂટવા યત્ન કરે છે, તેઓ તે બ્રહ્મને, અધ્યાત્મને તથા સમગ્ર કર્મને સંપૂર્ણ જાણે છે.

**साधिभूताधिदैवं मां साधियज्ञं च ये विदुः ।**
**प्रयाणकालेऽपि च मां ते विदुर्युक्तचेतसः ॥३०॥**

જેઓ અધિભૂત, અધિદૈવ અને અધિયજ્ઞ સહિત મને જાણે છે, તે (મારામાં) જોડાયેલા ચિત્તવાળા પુરુષો મરણકાળે પણ મને જાણે છે, મારામાં લીન બને છે. ૩૦

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे ज्ञानविज्ञानयोगो नाम सप्तमोऽध्यायः

એ પ્રમાણે ઉપનિષદ, બ્રહ્મવિદ્યા તથા યોગશાસ્ત્રરૂપ શ્રીમદ્ ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણ તથા અર્જુનના સંવાદ વિષે 'જ્ઞાનવિજ્ઞાનયોગ નામનો સાતમો અધ્યાય સંપૂર્ણ

# अध्याय ८मो–अक्षरब्रह्मयोग

अर्जुन उवाच । અર્જુન બોલ્યો :

किं तद्ब्रह्म किमध्यात्मं किं कर्म पुरुषोत्तम ।
अधिभूतं च किं प्रोक्तमधिदैवं किमुच्यते ॥ १ ॥

હે પુરુષોત્તમ! તે બ્રહ્મ શું? અધ્યાત્મ શું? કર્મ શું? અધિભૂત શું? અને અધિદૈવ શું કહેવાય છે? ૧

अधियज्ञः कथं कोऽत्र देहेऽस्मिन्मधुसूदन ।
प्रयाणकाले च कथं ज्ञेयोऽसि नियतात्मभिः ॥२॥

હે મધુસૂદન! આ શરીરમાં અધિયજ્ઞ કોણ (અને) કયા પ્રકારે છે? તથા વશ ચિત્તવાળાઓ મરણકાળે આપને કેવી રીતે જાણે છે? ૨

श्रीभगवानुवाच। શ્રીભગવાન બોલ્યા :

अक्षरं ब्रह्म परमं स्वभावोऽध्यात्ममुच्यते ।
भूतभावोद्भवकरो विसर्गः कर्मसंज्ञितः ॥ ३ ॥

નાશરહિત શ્રેષ્ઠ તત્ત્વ બ્રહ્મ છે. (તેનો) સ્વભાવ અધ્યાત્મ કહેવાય છે; અને પ્રાણીમાત્રને ઉત્પન્ન કરનારી સૃષ્ટિક્રિયા તે કર્મ કહેવાય છે. ૩

**अधिभूतं क्षरो भावः पुरुषश्चाधिदैवतम् ।**
**अधियज्ञोऽहमेवात्र देहे देहभृतां वर ॥ ४ ॥**

નાશવંત પદાર્થ અધિભૂત છે, પુરુષ (ચૈતન્ય –અધિષ્ઠાતા) અધિદેવ છે; તથા હે દેહધારી- ઓમાં શ્રેષ્ઠ! હું (વાસુદેવ) જ આ દેહમાં અધિ- યજ્ઞ છું. ૪

**अन्तकाले च मामेव स्मरन्मुक्त्वा कलेवरम् ।**
**यः प्रयाति स मद्भावं याति नास्त्यत्र संशयः ॥५॥**

જે અંતકાળે મારું જ સ્મરણ કરતો શરીર છોડી જાય છે, તે મારો (ઈશ્વર)ભાવ પામે છે, એમાં સંશય નથી. ૫

**यं यं वापि स्मरन्भावं त्यजत्यन्ते कलेवरम् ।**
**तं तमेवैति कौन्तेय सदा तद्भावभावितः ॥ ६ ॥**

અથવા હે કૌંતેય! મનુષ્ય અંતકાળે જે જે

# अध्याय ८मो–अक्षरब्रह्मयोग

अर्जुन उवाच । અર્જુન બોલ્યો :

किं तद्ब्रह्म किमध्यात्मं किं कर्म पुरुषोत्तम ।
अधिभूतं च किं प्रोक्तमधिदैवं किमुच्यते ॥ १ ॥

હે પુરુષોત્તમ! તે બ્રહ્મ શું? અધ્યાત્મ શું? કર્મ શું? અધિભૂત શું? અને અધિદૈવ શું કહેવાય છે? ૧

अधियज्ञः कथं कोऽत्र देहेऽस्मिन्मधुसूदन ।
प्रयाणकाले च कथं ज्ञेयोऽसि नियतात्मभिः ॥२॥

હે મધુસૂદન! આ શરીરમાં અધિયજ્ઞ કોણ (અને) કયા પ્રકારે છે? તથા વશ ચિત્તવાળાઓ મરણકાળે આપને કેવી રીતે જાણે છે? ૨

श्रीभगवानुवाच । શ્રીભગવાન બોલ્યા :

अक्षरं ब्रह्म परमं स्वभावोऽध्यात्ममुच्यते ।
भूतभावोद्भवकरो विसर्गः कर्मसंज्ञितः ॥ ३ ॥

નાશરહિત શ્રેષ્ઠ તત્ત્વ બ્રહ્મ છે. (તેનો) સ્વભાવ અધ્યાત્મ કહેવાય છે; અને પ્રાણીમાત્રને ઉત્પન્ન કરનારી સૃષ્ટિક્રિયા તે કર્મ કહેવાય છે. ૩

अधिभूतं क्षरो भावः पुरुषश्चाधिदैवतम् ।
अधियज्ञोऽहमेवात्र देहे देहभृतां वर ॥ ४ ॥

નાશવંત પદાર્થ અધિભૂત છે, પુરુષ (ચૈતન્ય—અધિષ્ઠાતા) અધિદેવ છે; તથા હે દેહધારીઓમાં શ્રેષ્ઠ! હું (વાસુદેવ) જ આ દેહમાં અધિયજ્ઞ છું. ૪

अन्तकाले च मामेव स्मरन्मुक्त्वा कलेवरम् ।
यः प्रयाति स मद्भावं याति नास्त्यत्र संशयः ॥५॥

જે અંતકાળે મારું જ સ્મરણ કરતો શરીર છોડી જાય છે, તે મારો (ઈશ્વર)ભાવ પામે છે, એમાં સંશય નથી. ૫

यं यं वापि स्मरन्भावं त्यजत्यन्ते कलेवरम् ।
तं तमेवैति कौन्तेय सदा तद्भावभावितः ॥ ६ ॥

અથવા હે કૌંતેય! મનુષ્ય અંતકાળે જે જે

પદાર્થને યાદ કરતો શરીર છોડે છે. તેને તેને જ તે પામે છે; (કેમ કે) હંમેશ તે પદાર્થની ભાવનાવાળો તે હોય છે. ૬

तस्मात्सर्वेषु कालेषु मामनुस्मर युद्धय च ।
मय्यर्पितमनोबुद्धिर्मामेवैष्यस्यसंशयम् ॥ ७॥

માટે સર્વ કાળે તું મારું સ્મરણ કર અને યુદ્ધ કર. મારામાં અર્પણ કરેલાં મન-બુદ્ધિવાળો તું ચોક્કસ મને જ પામીશ. ૭

अभ्यासयोगयुक्तेन चेतसा नान्यगामिना ।
परमं पुरुषं दिव्यं याति पार्थानुचिन्तयन् ॥८॥

હે કુંતીપુત્ર! અભ્યાસયોગથી યુક્ત અને બીજે નહિ જનારા ચિત્ત વડે ચિંતન કરતો (મનુષ્ય) પરમ દિવ્ય પુરુષ-પરબ્રહ્મને પામે છે. ૮

कविं पुराणमनुशासितार-
मणोरणीयांसमनुस्मरेद्यः ।
सर्वस्य धातारमचिन्त्यरूप-
मादित्यवर्णं तमसः परस्तात् ॥९॥

प्रयाणकाले मनसाचलेन
भक्त्या युक्तो योगबलेन चैव ।
भ्रुवोर्मध्ये प्राणमावेश्य सम्यक्
स तं परं पुरुषमुपैति दिव्यम् ॥१०॥

સર્વજ્ઞ, પુરાણ (અનાદિ), સર્વના નિયંતા, અતિ સૂક્ષ્મ, સર્વના ધારક–પોષક, અચિંત્ય રૂપવાળા, સૂર્ય સમાન વર્ણવાળા અને (અજ્ઞાન-રૂપ) અંધકારથી દૂર એવા પરમ પુરુષ–પરમેશ્વરનું, જે ચિંતન કરે છે તે મરણકાળે ભક્તિ તથા યોગબળથી યુક્ત રહી અચળ મન વડે એ ભ્રમ્મરની વચ્ચે પ્રાણને સારી રીતે સ્થાપી પરમ દિવ્ય પુરુષ–પરબ્રહ્મને પામે છે. ૯,૧૦

यदक्षरं वेदविदो वदन्ति
विशन्ति यद्यतयो वीतरागाः ।
यदिच्छन्तो ब्रह्मचर्यं चरन्ति
तत्ते पदं संग्रहेण प्रवक्ष्ये ॥ ११ ॥

વેદવેત્તાઓ જેને અક્ષર–અવિનાશી કહે છે.

રાગરહિત યતિઓ જેમાં પ્રવેશ કરે છે (અને) જેને ઇચ્છનારા બ્રહ્મચર્ય પાળે છે, તે પદ હું તને ટૂંકમાં કહું છું. ૧૧

**सर्वद्वाराणि संयम्य मनो हृदि निरुध्य च।**
**मूर्ध्न्याधायात्मनः प्राणमास्थितो योगधारणाम् १२**
**ओमित्येकाक्षरं ब्रह्म व्याहरन्मामनुस्मरन्।**
**यः प्रयाति त्यजन्देहं स याति परमां गतिम् ॥१३॥**

સર્વ (ઇંદ્રિયરૂપી) દરવાજા વશ કરી, મનને હૃદયમાં રોકી, પોતાના પ્રાણને મસ્તકે બ્રહ્મરંધ્રમાં સ્થાપી, યોગધારણાનો આશ્રય કરનારો જે પુરુષ, 'ૐ' એવા એકાક્ષર બ્રહ્મનું ઉચ્ચારણ કરતો અને મારું સ્મરણ કરતો દેહ ત્યજી મરણ પામે છે, તે પરમ ગતિ પામે છે. ૧૨,૧૩

**अनन्यचेताः सततं यो मां स्मरति नित्यशः।**
**तस्याहं सुलभः पार्थ नित्ययुक्तस्य योगिनः ॥१४**

હે અર્જુન! જે નિરંતર બીજામાં ચિત્ત નહિ રાખતો નિત્ય મારું સ્મરણ કરે છે, તે નિત્ય-યુક્ત યોગીને હું સુલભ છું. ૧૪

मामुपेत्य पुनर्जन्म दुःखालयमशाश्वतम् ।
नाप्नुवन्ति महात्मानः संसिद्धिं परमां गताः ॥१५

પરમ ઉત્કૃષ્ટ સિદ્ધિ પામેલા મહાત્માઓ, મને પામી દુઃખના સ્થાનરૂપ અને નાશવંત પુનર્જન્મને પામતા નથી. ૧૫

आब्रह्मभुवनाल्लोकाः पुनरावर्तिनोऽर्जुन ।
मामुपेत्य तु कौन्तेय पुनर्जन्म न विद्यते ॥१६॥

હે અર્જુન! બ્રહ્મલોક સુધીના જે સર્વ લોક છે તે સર્વ લોકને પામવાથી (પણ મનુષ્ય) ફરી સંસારમાં આવે છે, પરંતુ હે કુંતીપુત્ર! મને પામી ફરી જન્મ થતો નથી. ૧૬

सहस्रयुगपर्यन्तमहर्यद्ब्रह्मणो विदुः ।
रात्रिं युगसहस्रान्तां तेऽहोरात्रविदो जनाः ॥१७॥

હજાર યુગ સુધીનો બ્રહ્માનો જે દિવસ છે અને હજાર યુગ સુધીની રાત્રિ છે, તેને જેઓ જાણે છે, તેઓ દિવસ-રાત્રિ(ના પ્રમાણ)ને જાણનારા છે. ૧૭

अव्यक्ताद्व्यक्तयः सर्वाः प्रभवन्त्यहरागमे ।
रात्र्यागमे प्रलीयन्ते तत्रैवाव्यक्तसंज्ञके ॥ १८॥

(બ્રહ્માનો) દિવસ આવતાં સર્વ વ્યક્તિઓ અવ્યક્તથી ઉત્પન્ન થાય છે અને રાત્રિ આવતાં તે જ અવ્યક્ત નામવાળામાં લય પામે છે. ૧૮

भूतग्रामः स एवायं भूत्वा भूत्वा प्रलीयते ।
रात्र्यागमेऽवशः पार्थ प्रभवत्यहरागमे ॥ १९ ॥

હે અર્જુન! તે જ આ પ્રાણીઓનો સમૂહ પ્રકટી પ્રકટી (બ્રહ્માની) રાત્રિ આવતાં પરવશ થઈ લય પામે છે અને દિવસ આવતાં ઉત્પન્ન થાય છે.

परस्तस्मात्तु भावोऽन्योऽव्यक्तोऽव्यक्तात्सनातनः ।
यः स सर्वेषु भूतेषु नश्यत्सु न विनश्यति ॥२०॥

પરંતુ તે અવ્યક્તથી જુદો બીજો જે અવ્યક્ત સનાતન ભાવ છે, તે સર્વ ભૂતો નાશ પામવા છતાં નાશ પામતો નથી. ૨૦

अव्यक्तोऽक्षर इत्युक्तस्तमाहुः परमां गतिम् ।
यं प्राप्य न निवर्तन्ते तद्धाम परमं मम ॥ २१ ॥

એ અવ્યક્ત 'અક્ષર' એમ કહેવાય છે.

અને તેને (શ્રુતિઓ) પરમ ગતિ કહે છે; જેને પામી જ્ઞાનીઓ (સંસારમાં) પાછા ફરતા નથી, તે મારું પરમ ધામ છે. ૨૧

**पुरुषः स परः पार्थ भक्त्या लभ्यस्त्वनन्यया ।**
**यस्यान्तस्थानि भूतानि येन सर्वमिदं ततम् ॥२२॥**

હે પાર્થ! ભૂતો જેની અંદર રહ્યાં છે અને જેના વડે આ સર્વ વ્યાપેલું છે, તે 'પરમ પુરુષ' તો અનન્ય ભક્તિ વડે પ્રાપ્ત કરાય છે. ૨૨

**यत्र काले त्वनावृत्तिमावृत्तिं चैव योगिनः ।**
**प्रयाता यान्ति तं कालं वक्ष्यामि भरतर्षभ ॥२३॥**

હે ભરતશ્રેષ્ઠ! જે કાળે (માર્ગે) મરેલા યોગીઓ પાછા આવતા નથી તથા (જે કાળે મરેલા) પાછા આવે છે, તે કાળ હું કહું છું. ૨૩

**अग्निर्ज्योतिरहः शुक्लः षण्मासा उत्तरायणम् ।**
**तत्र प्रयाता गच्छन्ति ब्रह्म ब्रह्मविदो जनाः ॥२४॥**

જે કાળમાં મનુષ્યના મનમાં સ્થૂળ પદાર્થોની કામના રહી ન હોય અને તેમનાથી પર-ઉત્તર જવાની ભાવના હોય, તેમ જ વાદળોથી

રહિત છ મહિનાના શુદ્ધ દિવસ જેવી તથા ધુમાડા-રહિત અગ્નિ જેવી આત્મપ્રકાશવાળી નિર્મળતા પ્રાપ્ત થઈ હોય, ત્યારે શરીરનો ત્યાગ કરનાર બ્રહ્મજ્ઞાની બ્રહ્મભાવને પ્રાપ્ત થાય છે. ૨૪

**धूमो रात्रिस्तथा कृष्णः षण्मासा दक्षिणायनम् ।**
**तत्र चान्द्रमसं ज्योतिर्योगी प्राप्य निवर्तते ॥२५॥**

અને જે કાળે મનુષ્યમાં સકામ પ્રવૃત્તિ પ્રત્યે વલણ હોય, કામનાઓનો ધુમાડો તથા અજ્ઞાનના અંધકારની રાત્રિ હોય, વાદળોવાળા છ મહિનાના જેવું મન સંશયગ્રસ્ત હોય, ત્યારે ચંદ્રમા સમાન પરપ્રકાશિત વિષયોમાં અંજાયેલો અપૂર્ણ કાસનાવાળો યોગી સ્વપ્રકાશને પ્રાપ્ત ન કરતાં મરણ પછી કામનાઓને લઈ પાછો ફરે છે. ૨૫

**शुक्लकृष्णे गती ह्येते जगतः शाश्वते मते ।**
**एकया यात्यनावृत्तिमन्यया वर्तते पुनः ॥ २६ ॥**

કેમ કે જગતની આ શુકલ અને કૃષ્ણ ગતિઓ નિત્ય મનાયલી છે; એકથી પાછો આવતો નથી અને બીજીથી ફરી (સંસારમાં) પાછો આવે છે. ૨૬

नैते सृती पार्थ जानन्योगी मुह्यति कश्चन ।
तस्मात्सर्वेषु कालेषु योगयुक्तो भवार्जुन ॥ २७॥

હે પાર્થ ! આ બન્ને માર્ગોને જાણતો કોઈ યોગી મોહ પામતો નથી; માટે હે અર્જુન ! તું સર્વ કાળે યોગયુક્ત થા. ૨૭

वेदेषु यज्ञेषु तपःसु चैव
दानेषु यत्पुण्यफलं प्रदिष्टम् ।
अत्येति तत्सर्वमिदं विदित्वा
योगी परं स्थानमुपैति चाद्यम् ॥२८॥

આ વસ્તુ જાણ્યા પછી યોગી વેદોમાં, યજ્ઞોમાં, તપોમાં તથા દાનોમાં જે પુણ્યનું ફળ કહ્યું તે સર્વ ઓળંગી જાય છે અને સનાતન શ્રેષ્ઠ સ્થાન પામે છે. ૨૮

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे
श्रीकृष्णार्जुनसंवादे अक्षरब्रह्मयोगो नामाष्टमोऽध्यायः

એ પ્રમાણે ઉપનિષદ, બ્રહ્મવિદ્યા તથા યોગશાસ્ત્રરૂપ શ્રીમદ્ ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણ તથા અર્જુનના સંવાદ વિષે 'અક્ષરબ્રહ્મયોગ' નામનો આઠમો અધ્યાય સંપૂર્ણ

રહિત છ મહિનાના શુદ્ધ દિવસ જેવી તથા ધુમાડા-રહિત અગ્નિ જેવી આત્મપ્રકાશવાળી નિર્મળતા પ્રાપ્ત થઈ હોય, ત્યારે શરીરનો ત્યાગ કરનાર બ્રહ્મજ્ઞાની બ્રહ્મભાવને પ્રાપ્ત થાય છે. ૨૪

**धूमो रात्रिस्तथा कृष्णः षण्मासा दक्षिणायनम् ।**
**तत्र चान्द्रमसं ज्योतिर्योगी प्राप्य निवर्तते ॥२५॥**

અને જે કાળે મનુષ્યમાં સકામ પ્રવૃત્તિ પ્રત્યે વલણ હોય, કામનાઓનો ધુમાડો તથા અજ્ઞાનના અંધકારની રાત્રિ હોય, વાદળોવાળા છ મહિનાના જેવું મન સંશયગ્રસ્ત હોય, ત્યારે ચંદ્રમા સમાન પરપ્રકાશિત વિષયોમાં અંજાયેલો અપૂર્ણ કામનાવાળો યોગી સ્વપ્રકાશને પ્રાપ્ત ન કરતાં મરણ પછી કામનાઓને લઈ પાછો ફરે છે. ૨૫

**शुक्लकृष्णे गती ह्येते जगतः शाश्वते मते ।**
**एकया यात्यनावृत्तिमन्यया वर्तते पुनः ॥ २६ ॥**

કેમ કે જગતની આ શુકલ અને કૃષ્ણ ગતિઓ નિત્ય મનાયલી છે; એકથી પાછો આવતો નથી અને બીજીથી ફરી (સંસારમાં) પાછો આવે છે. ૨૬

नैते सृती पार्थ जानन्योगी मुह्यति कश्चन ।
तस्मात्सर्वेषु कालेषु योगयुक्तो भवार्जुन ॥ २७॥

હે પાર્થ! આ બન્ને માર્ગોને જાણતો કોઈ યોગી મોહ પામતો નથી; માટે હે અર્જુન! તું સર્વ કાળે યોગયુક્ત થા. ૨૭

वेदेषु यज्ञेषु तपःसु चैव
दानेषु यत्पुण्यफलं प्रदिष्टम् ।
अत्येति तत्सर्वमिदं विदित्वा
योगी परं स्थानमुपैति चाद्यम् ॥२८॥

આ વસ્તુ જાણ્યા પછી યોગી વેદોમાં, યજ્ઞોમાં, તપોમાં તથા દાનોમાં જે પુણ્યનું ફળ કહ્યું તે સર્વ ઓળંગી જાય છે અને સનાતન શ્રેષ્ઠ સ્થાન પામે છે. ૨૮

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे अक्षरब्रह्मयोगो नामाष्टमोऽध्यायः

એ પ્રમાણે ઉપનિષદ, બ્રહ્મવિદ્યા તથા યોગશાસ્ત્રરૂપ શ્રીમદ્ ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણ તથા અર્જુનના સંવાદ વિષે 'અક્ષરબ્રહ્મયોગ' નામનો આઠમો અધ્યાય સંપૂર્ણ

# अध्याय ९ मो–राजविद्याराजगुह्ययोग

श्रीभगवानुवाच। શ્રીભગવાન બોલ્યા:

इदं तु ते गुह्यतमं प्रवक्ष्याम्यनसूयवे।
ज्ञानं विज्ञानसहितं यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात्॥१

દ્વેષરહિત એવા તને હું આ ગુહ્યમાં ગુહ્ય અનુભવયુક્ત જ્ઞાન કહું છું. તેને જાણીને તું અકલ્યાણથી મુક્ત થઈશ. ૧

राजविद्या राजगुह्यं पवित्रमिदमुत्तमम्।
प्रत्यक्षावगमं धर्म्यं सुसुखं कर्तुमव्ययम्॥ २॥

આ જ્ઞાન (બધી) વિદ્યાઓનો રાજા, (બધાં) રહસ્યોનો રાજા, સૌથી શ્રેષ્ઠ પવિત્ર, શ્રેષ્ઠ ધર્મયુક્ત પ્રત્યક્ષ અનુભવ કરી શકાય એવું, આચરણમાં મૂકવું સહેલું અને અવિનાશી છે. ૨

अश्रद्दधानाः पुरुषा धर्मस्यास्य परंतप।
अप्राप्य मां निवर्तन्ते मृत्युसंसारवर्त्मनि॥ ३॥

હે શત્રુને તપાવનાર! આ ધર્મમાં શ્રદ્ધા વિનાના મનુષ્યો મને ન પામતાં મૃત્યુરૂપ સંસાર-

ના માર્ગમાં ભમ્યા કરે છે. ૩

**मया ततमिदं सर्वं जगदव्यक्तमूर्तिना ।**
**मत्स्थानि सर्वभूतानि न चाहं तेष्ववस्थितः ॥४॥**

મારા અવ્યક્ત સ્વરૂપ વડે આ સર્વ જગત વ્યાપ્ત છે; સર્વ ભૂતો મારામાં રહેલાં છે, પણ હું તેઓમાં રહેલો નથી. ૪

**न च मत्स्थानि भूतानि पश्य मे योगमैश्वरम् ।**
**भूतभृन्न च भूतस्थो ममात्मा भूतभावनः ॥५॥**

વળી બધાં ભૂતો મારામાં રહેલાં નથી (એમ પણ કહેવાય). મારું ઐશ્વર્યયુક્ત યોગબળ તું જો! ભૂતોને ઉત્પન્ન કરતો તથા ભૂતોને ધારણ કરતો મારો આત્મા ભૂતોમાં રહેલો નથી. ૫

**यथाकाशस्थितो नित्यं वायुः सर्वत्रगो महान् ।**
**तथा सर्वाणि भूतानि मत्स्थानीत्युपधारय ॥६॥**

જેમ બધે ગતિ કરતો મહાન વાયુ આકાશમાં હમેશ રહેલો છે, તેમ સર્વ ભૂતોને તું મારામાં રહેલાં જાણ. ૬

હે કુંતીના પુત્ર! મારી અધ્યક્ષતાને લીધે (મારી દૃષ્ટિ નીચે) પ્રકૃતિ, જડ-ચેતન સહિત જગતને ઉત્પન્ન કરે છે; આ કારણથી જગતનું ચક્ર ફર્યા કરે છે. ૧૦

अवजानन्ति मां मूढा मानुषीं तनुमाश्रितम्।
परं भावमजानन्तो मम भूतमहेश्वरम् ॥११॥

મારા પરમ ભાવને ન જાણનારા મૂઢ લોકો મનુષ્યશરીરમાં રહેલા સમસ્ત ભૂતોના ઈશ્વર એવા મારી અવજ્ઞા કરે છે. ૧૧

मोघाशा मोघकर्माणो मोघज्ञाना विचेतसः।
राक्षसीमासुरीं चैव प्रकृतिं मोहिनीं श्रिताः ॥१२॥

આવા વ્યર્થ આશાવાળા, વ્યર્થ કર્મવાળા, વ્યર્થ જ્ઞાનવાળા અને વિપરીત બુદ્ધિના લોકો મારી રાક્ષસી, આસુરી અને મોહ પમાડનારી પ્રકૃતિનો આશ્રય લેનારા હોય છે. ૧૨

महात्मानस्तु मां पार्थ दैवीं प्रकृतिमाश्रिताः।
भजन्त्यनन्यमनसो ज्ञात्वा भूतादिमव्ययम् ॥१३॥

પરંતુ હે અર્જુન! મહાત્મા પુરુષો તો દૈવી

પ્રકૃતિનો આશ્રય લઈ મને સર્વ ભૂતોના આદિ કારણ અને અવિનાશી સ્વરૂપે જાણીને અનન્ય મનથી ભજે છે. ૧૩

सततं कीर्तयन्तो मां यतन्तश्च दृढव्रताः ।
नमस्यन्तश्च मां भक्त्या नित्ययुक्ता उपासते ॥१४

(મારી પ્રાપ્તિ માટે) યત્ન કરતા તેઓ દૃઢ વ્રત ધારણ કરીને સતત મારું કીર્તન કરતા અને મને નમસ્કાર કરતા સદા મારામાં જોડાયેલા રહી મારી ઉપાસના કરે છે. ૧૪

ज्ञानयज्ञेन चाप्यन्ये यजन्तो मामुपासते ।
एकत्वेन पृथक्त्वेन बहुधा विश्वतोमुखम् ॥ १५॥

વળી બીજાઓ જ્ઞાનયજ્ઞથી મારું યજન કરતા મને ઉપાસે છે. હું સર્વત્ર સર્વરૂપે રહેલો છું. એવા મારી કેટલાક લોકો એકત્વભાવથી અદ્વૈતરૂપે, કેટલાક ભેદભાવથી દ્વૈતરૂપે અને કેટલાક વિવિધ પ્રકારે અનેક રૂપે ઉપાસના કરે છે. ૧૫

अहं क्रतुरहं यज्ञः स्वधाहमहमौषधम् ।
मन्त्रोऽहमहमेवाज्यमहमग्निरहं हुतम् ॥ १६ ॥

હું (શ્રૌત) યજ્ઞ છું, હું (સ્માર્ત) યજ્ઞ છું; (પિતૃઓને અર્પણ કરાતું) સ્વધા (અન્ન) હું છું, હું ઔષધ છું, હું મંત્ર છું, હું ઘી છું, હું અગ્નિ છું અને હોમવાની વસ્તુ પણ હું જ છું. ૧૬

पिताहमस्य जगतो माता धाता पितामहः ।
वेद्यं पवित्रमोंकार ऋक्साम यजुरेव च ॥ १७॥

આ જગતનો પિતા, માતા, ધાતા (કર્મફળ આપનાર) અને પિતામહ હું છું; જાણવા યોગ્ય, પવિત્ર, ૐકાર, ઋગ્વેદ, સામવેદ અને યજુર્વેદ પણ હું જ છું. ૧૭

गतिर्भर्ता प्रभुः साक्षी निवासः शरणं सुहृत् ।
प्रभवः प्रलयः स्थानं निधानं बीजमव्ययम् ॥१८

સર્વની ગતિ, પોષણકર્તા, પ્રભુ, સાક્ષી, રહેઠાણ, શરણ, સુહૃદ, ઉત્પત્તિ, પ્રલય, સ્થિતિ, નિધાન (આધાર) તથા અવિનાશી બીજ હું છું.

तपाम्यहमहं वर्षं निगृह्णाम्युत्सृजामि च ।
अमृतं चैव मृत्युश्च सदसच्चाहमर्जुन ॥ १९॥

હું (સૂર્યરૂપે) તપું છું, વરસાદ રોકું છુ

તથા વરસાદ વરસાવું છું; અને હે અર્જુન! અમૃત તથા મૃત્યુ, સત્ ને અસત્ હું જ છું. ૧૯

त्रैविद्या मां सोमपाः पूतपापा
यज्ञैरिष्ट्वा स्वर्गतिं प्रार्थयन्ते।
ते पुण्यमासाद्य सुरेन्द्रलोक-
मश्नन्ति दिव्यान्दिवि देवभोगान् ॥२०॥

ત્રણ વેદ જાણનારા તથા સોમ પીનારા નિષ્પાપ મનુષ્યો, યજ્ઞો વડે મને પૂજી સ્વર્ગપ્રાપ્તિ ઇચ્છે છે; તેઓ પુણ્યના ફળરૂપ ઇંદ્રલોકને પામી સ્વર્ગમાં દેવતાઓના દિવ્ય ભોગો ભોગવે છે. ૨૦

ते तं भुक्त्वा स्वर्गलोकं विशालं
क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति।
एवं त्रयीधर्ममनुप्रपन्ना
गतागतं कामकामा लभन्ते ॥२१॥

તે વિશાળ સ્વર્ગલોક ભોગવી પુણ્ય ખૂટે છે, ત્યારે તેઓ મનુષ્યલોક પામે છે; એમ (સકામ) વેદધર્મનો આશ્રય કરનારા અને વિષયોને ઇચ્છતા (મનુષ્યો) ગમન-આગમન પામે છે. ૨૧

अनन्याश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम्॥ २२

જેઓ અનન્ય ભાવે મારું ચિંતન કરતા મને નિષ્કામ ભાવથી ઉપાસે છે, તે નિત્ય (મારામાં) જોડાયલાઓના યોગ (અપ્રાપ્તની પ્રાપ્તિ) તથા ક્ષેમ(પ્રાપ્તિની રક્ષા)નો ભાર હું ઉઠાવું છું. ૨૨

येऽप्यन्यदेवता भक्ता यजन्ते श्रद्धयान्विताः।
तेऽपि मामेव कौन्तेय यजन्त्यविधिपूर्वकम्॥२३॥

હે કુંતીપુત્ર! જે ભક્તો શ્રદ્ધાથી યુક્ત થઈ બીજા દેવતાઓને પૂજે છે, તેઓ પણ અવિધિપૂર્વક મને જ પૂજે છે. ૨૩

अहं हि सर्वयज्ञानां भोक्ता च प्रभुरेव च।
न तु मामभिजानन्ति तत्त्वेनातश्च्यवन्ति ते॥२४॥

કારણ કે સર્વ યજ્ઞોનો ભોક્તા અને પ્રભુ હું જ છું; આમ જેઓ મને સત્યસ્વરૂપે જાણતા નથી, આથી તેઓ (બીજાને ઉપાસી સંસારમાં) પડે છે. ૨૪

यान्ति देवव्रता देवान्पितॄन्यान्ति पितृव्रताः।
भूतानि यान्ति भूतेज्या यान्ति मद्याजिनोऽपि माम्

દેવોનું વ્રત કરનારા દેવોને પામે છે, પિતૃઓનું વ્રત કરનારા પિતૃઓને પામે છે, ભૂતોને પૂજનારા ભૂતોને પામે છે અને મને પૂજનારા મને પામે છે.

**पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति ।**
**तदहं भक्त्युपहृतमश्नामि प्रयतात्मनः ॥ २६ ॥**

જે મને પત્ર, પુષ્પ, ફળ કે જળ ભક્તિથી આપે છે, તે શુદ્ધ ચિત્તવાળાનું ભક્તિપૂર્વક આપેલું હું સ્વીકારું છું. ૨૬

**यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् ।**
**यत्तपस्यसि कौन्तेय तत्कुरुष्व मदर्पणम् ॥ २७ ॥**

હે કુંતીપુત્ર! તું જે કરે છે, જે ખાય છે, જે હોમે છે, જે આપે છે, જે તપ કરે છે, તે મને અર્પણ કર. ૨૭

**शुभाशुभफलैरेवं मोक्ष्यसे कर्मबन्धनैः ।**
**संन्यासयोगयुक्तात्मा विमुक्तो मामुपैष्यसि ॥ २८**

એમ તું શુભાશુભ ફળવાળાં કર્મબંધનોથી છૂટીશ અને સંન્યાસયોગ(કર્મફળત્યાગ)થી યુક્ત ચિત્તવાળો તું સંપૂર્ણ મુક્ત થઈ મને પામીશ. ૨૮

समोऽहं सर्वभूतेषु न मे द्वेष्योऽस्ति न प्रियः ।
ये भजन्ति तु मां भक्त्या मयि ते तेषु चाप्यहम् ॥

હું સર્વ ભૂતોમાં સમાન છું, મારો (કોઈ) દ્વેષપાત્ર નથી કે પ્રિય નથી; તોપણ જેઓ મને ભક્તિથી ભજે છે, તેઓ મારામાં છે અને હું પણ તેઓમાં છું. ૨૯

अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक् ।
साधुरेव स मन्तव्यः सम्यग्व्यवसितो हि सः ॥३०

અતિશય દુરાચારી પણ બીજાને નહિ ભજતો જો મને ભજે તો તેને ઉત્તમ જ માનવો; કારણ કે તે ઉત્તમ નિશ્ચયવાળો થયો છે. ૩૦

क्षिप्रं भवति धर्मात्मा शश्वच्छान्तिं निगच्छति ।
कौन्तेय प्रति जानीहि न मे भक्तः प्रणश्यति ॥३१

તે જલદી ધર્માત્મા થાય છે અને શાંતિ પામે છે; હે કુંતીપુત્ર! તું નિશ્ચય જાણ કે 'મારો ભક્ત નાશ પામતો નથી.' ૩૧

मां हि पार्थ व्यपाश्रित्य येऽपि स्युः पापयोनयः ।
स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यान्ति परां गतिम् ॥

કેમ કે હે પાર્થ ! ગમે તેવા પાપયોનિવાળા હોય અથવા સ્ત્રીઓ, વૈશ્યો કે શૂદ્રો હોય, તેઓ પણ મારો આશ્રય કરી પરમ ગતિ પામે છે. ૩૨

**किं पुनर्ब्राह्मणाः पुण्या भक्ता राजर्षयस्तथा ।**
**अनित्यमसुखं लोकमिमं प्राप्य भजस्व माम् ॥३३॥**

તો પછી પવિત્ર બ્રાહ્મણો, ભક્તો તથા રાજર્ષિઓ પરમ ગતિ પામે એમાં કહેવું જ શું ? માટે અનિત્ય અને સુખરહિત આ લોકને પામી તું મને ભજ.

**मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।**
**मामेवैष्यसि युक्त्वैवमात्मानं मत्परायणः ॥ ३४॥**

તું મારામાં મનવાળો, મારો ભક્ત તથા મને પૂજનારો થા અને મને નમસ્કાર કર, એમ મારામાં અંતઃકરણને જોડી મારા પરાયણ થયેલો તું મને જ પામીશ. ૩૪

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे राजविद्याराजगुह्ययोगो नाम नवमोऽध्यायः ॥९॥

એ પ્રમાણે ઉપનિષદ, બ્રહ્મવિદ્યા તથા યોગશાસ્ત્રરૂપ શ્રીમદ્ ભગવદ્‌ગીતામાં શ્રીકૃષ્ણ તથા અર્જુનના સંવાદ વિષે 'રાજવિદ્યારાજગુહ્યયોગ' નામનો નવમો અધ્યાય સંપૂર્ણ

## अध्याय १० मो–विभूतियोग

श्रीभगवानुवाच । શ્રીભગવાન બોલ્યા :

भूय एव महाबाहो शृणु मे परमं वचः ।
यत्तेऽहं प्रीयमाणाय वक्ष्यामि हितकाम्यया ॥१॥

હે મહાબાહો ! ફરી પણ મારું પરમ વચન તું સાંભળ; મારા પર પ્રેમમય બનેલા તને હું એ તારા હિતની ઇચ્છાથી કહીશ. ૧

न मे विदुः सुरगणाः प्रभवं न महर्षयः ।
अहमादिर्हि देवानां महर्षीणां च सर्वशः ॥ २ ॥

મહર્ષિઓ કે દેવો મારી ઉત્પત્તિને જાણતા નથી; કેમ કે હું દેવો અને મહર્ષિઓનો સર્વ પ્રકારે આદિ છું. ૨

यो मामजमनादिं च वेत्ति लोकमहेश्वरम् ।
असंमूढः स मर्त्येषु सर्वपापैः प्रमुच्यते ॥ ३ ॥

જે મને અજન્મા, અનાદિ અને લોકોના મહેશ્વરરૂપે જાણે છે, તે મનુષ્યોમાં મૂઢતારહિત હોઈ સર્વ પાપોથી છૂટે છે. ૩

કેમ કે હે પાર્થ ! ગમે તેવા પાપયોનિવાળા હોય અથવા સ્ત્રીઓ, વૈશ્યો કે શૂદ્રો હોય, તેઓ પણ મારો આશ્રય કરી પરમ ગતિ પામે છે. ૩૨

**किं पुनर्ब्राह्मणाः पुण्या भक्ता राजर्षयस्तथा ।**
**अनित्यमसुखं लोकमिमं प्राप्य भजस्व माम् ॥३३**

તો પછી પવિત્ર બ્રાહ્મણો, ભક્તો તથા રાજર્ષિઓ પરમ ગતિ પામે એમાં કહેવું જ શું ? માટે અનિત્ય અને સુખરહિત આ લોકને પામી તું મને ભજ.

**मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।**
**मामेवैष्यसि युक्त्वैवमात्मानं मत्परायणः ॥ ३४॥**

તું મારામાં મનવાળો, મારો ભક્ત તથા મને પૂજનારો થા અને મને નમસ્કાર કર, એમ મારામાં અંતઃકરણને જોડી મારા પરાયણ થયેલો તું મને જ પામીશ. ૩૪

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे राजविद्याराजगुह्ययोगो नाम नवमोऽध्यायः ॥९॥

એ પ્રમાણે ઉપનિષદ, બ્રહ્મવિદ્યા તથા યોગશાસ્ત્રરૂપ શ્રીમદ્ ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણ તથા અર્જુનના સંવાદ વિષે 'રાજવિદ્યારાજગુહ્યયોગ' નામનો નવમો અધ્યાય સંપૂર્ણ

# अध्याय १० मो–विभूतियोग

श्रीभगवानुवाच । શ્રીભગવાન બોલ્યા :

भूय एव महाबाहो शृणु मे परमं वचः ।
यत्तेऽहं प्रीयमाणाय वक्ष्यामि हितकाम्यया ॥१॥

હે મહાબાહો ! ફરી પણ મારું પરમ વચન તું સાંભળ; મારા પર પ્રેમમય બનેલા તને હું એ તારા હિતની ઇચ્છાથી કહીશ. ૧

न मे विदुः सुरगणाः प्रभवं न महर्षयः ।
अहमादिर्हि देवानां महर्षीणां च सर्वशः ॥ २ ॥

મહર્ષિઓ કે દેવો મારી ઉત્પત્તિને જાણતા નથી; કેમ કે હું દેવો અને મહર્ષિઓનો સર્વ પ્રકારે આદિ છું. ૨

यो मामजमनादिं च वेत्ति लोकमहेश्वरम् ।
असंमूढः स मर्त्येषु सर्वपापैः प्रमुच्यते ॥ ३ ॥

જે મને અજન્મા, અનાદિ અને લોકોના મહેશ્વરરૂપે જાણે છે, તે મનુષ્યોમાં મૂઢતારહિત હોઈ સર્વ પાપોથી છૂટે છે. ૩

बुद्धिर्ज्ञानमसंमोहः क्षमा सत्यं दमः शमः ।
सुखं दुःखं भवोऽभावो भयं चाभयमेव च ॥४॥
अहिंसा समता तुष्टिस्तपो दानं यशोऽयशः ।
भवन्ति भावा भूतानां मत्त एव पृथग्विधाः ॥५॥

બુદ્ધિ, જ્ઞાન, મોહરહિતપણું, ક્ષમા, સત્ય, દમ (ઇંદ્રિયનિગ્રહ), શમ (મનોનિગ્રહ), સુખ, દુઃખ, ઉત્પત્તિ, નાશ, ભય, અભય, અહિંસા, સમભાવ, સંતોષ, તપ, દાન, યશ અને અપયશ—આ પ્રાણીઓના જુદા જુદા પ્રકારના ભાવો મારાથી જ થાય છે. ૪,૫

महर्षयः सप्त पूर्वे चत्वारो मनवस्तथा ।
मद्भावा मानसा जाता येषां लोक इमाः प्रजाः ॥६

મારામાં ભાવવાળા સાત મહર્ષિઓ અને તેમની પૂર્વેના ચાર સનકાદિ તથા ચૌદ મનુઓ મારા મનથી ઉત્પન્ન થયેલા છે અને લોકમાં આ બધી તેમની જ પ્રજા છે. ૬

एतां विभूतिं योगं च मम यो वेत्ति तत्त्वतः ।
सोऽविकम्पेन योगेन युज्यते नात्र संशयः ॥७॥

જે મારી આ વિભૂતિ તથા યોગને બરાબર જાણે છે, તે અવિચળ યોગથી યુક્ત થાય છે, એમાં સંશય નથી. ૭

अहं सर्वस्य प्रभवो मत्तः सर्वं प्रवर्तते ।
इति मत्वा भजन्ते मां बुधा भावसमन्विताः ॥८

હું સર્વની ઉત્પત્તિનું કારણ છું અને મારાથી સર્વ પ્રવર્તે છે, એમ સમજી પંડિતો શ્રદ્ધાયુક્ત થઈ મને ભજે છે. ૮

मच्चित्ता मद्गतप्राणा बोधयन्तः परस्परम् ।
कथयन्तश्च मां नित्यं तुष्यन्ति च रमन्ति च ॥९

તેઓ મારામાં ચિત્તવાળા, મારામાં પ્રાણવાળા, પરસ્પર મારો બોધ કરતા અને મારી કથા કરતા સદા સંતોષ પામે છે તથા આનંદી રહે છે. ૯

तेषां सततयुक्तानां भजतां प्रीतिपूर्वकम् ।
ददामि बुद्धियोगं तं येन मामुपयान्ति ते ॥१०॥

એમ મને પ્રેમપૂર્વક ભજતાં મારામાં સતત યુક્ત રહેનારા તેઓને હું એવો બુદ્ધિયોગ આપું છું કે, જેથી તેઓ મને પામે છે. ૧૦

तेषामेवानुकम्पार्थमहमज्ञानजं तमः ।
नाशयाम्यात्मभावस्थो ज्ञानदीपेन भास्वता ॥११॥

તેમના ઉપર કૃપા કરવા માટે જ અંતઃ-કરણમાં રહેલો હું જ્ઞાનરૂપી પ્રકાશમય દીવા વડે અજ્ઞાનથી થતા અંધકારનો નાશ કરું છું. ૧૧

अर्जुन उवाच । અર્જુન બોલ્યો:

परं ब्रह्म परं धाम पवित्रं परमं भवान् ।
पुरुषं शाश्वतं दिव्यमादिदेवमजं विभुम् ॥ १२॥
आहुस्त्वामृषयः सर्वे देवर्षिर्नारदस्तथा ।
असितो देवलो व्यास स्वयं चैव ब्रवीषि मे ॥१३॥

આપ પરબ્રહ્મ, પરમધામ અને પરમ પવિત્ર છો; સર્વ ઋષિઓ તથા દેવર્ષિ નારદ, અસિત, દેવલ અને વ્યાસ આપને પરમપુરુષ, સનાતન, દિવ્ય, આદિ દેવ અજન્મા અને વ્યાપક કહે છે અને આપ પોતે પણ મને ( એમ જ ) કહો છો. ૧૨,૧૩

सर्वमेतदृतं मन्ये यन्मां वदसि केशव ।
न हि ते भगवन्व्यक्तिं विदुर्देवा न दानवाः ॥१४

હે કેશવ! આપ જે મને કહો છો, તે સર્વ હું સત્ય માનું છું; હે ભગવન્! આપનું સ્વરૂપ દેવો કે દાનવો પણ જાણતા નથી. ૧૪

स्वयमेवात्मनात्मानं वेत्थ त्वं पुरुषोत्तम ।
भूतभावन भूतेश देवदेव जगत्पते ॥ १५ ॥

હે પુરુષોત્તમ! હે ભૂતોને ઉત્પન્ન કરનાર! હે ભૂતોના ઈશ્વર! હે દેવોના દેવ! હે જગતના સ્વામી! આપ પોતે જ પોતા વડે પોતાને જાણો છો.

वक्तुमर्हस्यशेषेण दिव्या ह्यात्मविभूतयः ।
याभिर्विभूतिभिर्लोकानिमांस्त्वं व्याप्य तिष्ठसि ॥

તેથી આપ જ આપની જે વિભૂતિઓ દ્વારા આ બધા લોકોમાં વ્યાપીને રહેલા છો, તે દિવ્ય વિભૂતિઓ મને સંપૂર્ણ રીતે કહેવા માટે યોગ્ય છો.

कथं विद्यामहं योगिस्त्वां सदा परिचिन्तयन् ।
केषु केषु च भावेषु चिन्त्योऽसि भगवन्मया ॥१७

હે યોગિન્! સદા આપનું ચિંતન કરતો હું આપને કઈ રીતે જાણું? હે ભગવન્! કયા કયા

પદાર્થોમાં આપ મારા વડે ચિંતવવા યોગ્ય છો ? ૧૭

विस्तरेणात्मनो योगं विभूतिं च जनार्दन ।
भूयः कथय तृप्तिर्हि शृण्वतो नास्ति मेऽमृतम् ॥

હે જનાર્દન! આપનો યોગ અને વિભૂતિ ફરી વિસ્તારથી આપ કહો; કેમ કે (આપના વચનરૂપ) અમૃત સાંભળતાં મને તૃપ્તિ થતી નથી.

श्रीभगवानुवाच । શ્રીભગવાન બોલ્યા:

हन्त ते कथयिष्यामि दिव्या ह्यात्मविभूतयः ।
प्राधान्यतः कुरुश्रेष्ठ नास्त्यन्तो विस्तरस्य मे ॥१९

હે કુરુશ્રેષ્ઠ! સારું, મારી દિવ્ય વિભૂતિઓ મુખ્યત્વે હું તને કહું છું; કેમ કે મારા વિસ્તારનો અંત નથી. ૧૯

अहमात्मा गुडाकेश सर्वभूताशयस्थितः ।
अहमादिश्च मध्यं च भूतानामन्त एव च ॥२०॥

હે અર્જુન! હું સર્વ પ્રાણીઓના હૃદયમાં રહેલો આત્મા છું અને ભૂતોનો આદિ, મધ્ય ને અંત પણ હું જ છું. ૨૦

आदित्यानामहं विष्णुर्ज्योतिषां रविरंशुमान् ।
मरीचिर्मरुतामस्मि नक्षत्राणामहं शशी ॥ २१ ॥

આદિત્યોમાં વિષ્ણુ હું છું; જ્યોતિઓમાં કિરણોવાળો સૂર્ય, વાયુઓમાં મરીચિ અને નક્ષત્રોમાં ચંદ્ર હું છું. ૨૧

वेदानां सामवेदोऽस्मि देवानामस्मि वासवः ।
इन्द्रियाणां मनश्चास्मि भूतानामस्मि चेतना ॥२२

વેદોમાં સામવેદ હું છું. દેવોમાં ઇંદ્ર હું છું. ઇંદ્રિયોમાં મન હું છું અને પ્રાણીઓમાં ચેતના હું છું. ૨૨

रुद्राणां शंकरश्चास्मि वित्तेशो यक्षरक्षसाम् ।
वसूनां पावकश्चास्मि मेरुः शिखरिणामहम् ॥२३॥

રુદ્રોમાં શંકર હું છું. યક્ષ અને રાક્ષસોમાં કુબેર હું છું. વસુઓમાં પાવક (નામનો વસુ) હું છું અને પર્વતોમાં મેરુ હું છું. ૨૩

पुरोधसां च मुख्यं मां विद्धि पार्थ बृहस्पतिम् ।
सेनानीनामहं स्कन्दः सरसामस्मि सागरः ॥२४॥

હે પાર્થ! પુરોહિતોમાં મુખ્ય બૃહસ્પતિ મને

જાણ; સેનાપતિઓમાં કાર્તિકેય હું છું અને જળાશયોમાં સાગર હું છું. ૨૪

महर्षीणां भृगुरहं गिरामस्म्येकमक्षरम् ।
यज्ञानां जपयज्ञोऽस्मि स्थावराणां हिमालयः ॥२५

મહર્ષિઓમાં ભૃગુ હું છું, વાણીમાં એકાક્ષર (ૐકાર) હું છું, યજ્ઞોમાં જપયજ્ઞ હું છું અને સ્થાવરોમાં હિમાલય હું છું. ૨૫

अश्वत्थः सर्ववृक्षाणां देवर्षीणां च नारदः ।
गन्धर्वाणां चित्ररथः सिद्धानां कपिलो मुनिः ॥२६

સર્વ વૃક્ષોમાં પીપળો, દેવર્ષિઓમાં નારદ, ગંધર્વોમાં ચિત્રરથ અને સિદ્ધોમાં કપિલ મુનિ હું છું. ૨૬

उच्चैःश्रवसमश्वानां विद्धि माममृतोद्भवम् ।
ऐरावतं गजेन्द्राणां नराणां च नराधिपम् ॥२७॥

ઘોડાઓમાં અમૃતથી ઉત્પન્ન થયેલો ઉચ્ચૈઃશ્રવા, હાથીઓમાં ઐરાવત અને મનુષ્યોમાં રાજા તું મને જાણ. ૨૭

आयुधानामहं वज्रं धेनूनामस्मि कामधुक् ।
प्रजनश्चास्मि कन्दर्पः सर्पाणामस्मि वासुकिः ॥२८॥

આયુધોમાં વજ્ર અને ગાયોમાં કામધેનુ હું છું. સંતાન ઉત્પન્ન કરનારો કામદેવ હું છું અને સર્પોમાં વાસુકી હું છું. ૨૮

अनन्तश्चास्मि नागानां वरुणो यादसामहम् ।
पितॄणामर्यमा चास्मि यमः संयमतामहम् ॥२९॥

નાગોમાં અનંત (નામનો નાગ) હું છું, જળચરોમાં વરુણ હું છું, પિતૃઓમાં અર્યમા અને વશ કરનારાઓમાં યમ હું છું. ૨૯

प्रह्लादश्चास्मि दैत्यानां कालः कलयतामहम् ।
मृगाणां च मृगेन्द्रोऽहं वैनतेयश्च पक्षिणाम् ॥३०॥

દૈત્યોમાં પ્રહ્લાદ અને ગણતરી કરનારાઓ-માં કાળ હું છું; પશુઓમાં સિંહ અને પક્ષીઓ-માં ગરુડ હું છું. ૩૦

पवनः पवतामस्मि रामः शस्त्रभृतामहम् ।
झषाणां मकरश्चास्मि स्रोतसामस्मि जाह्नवी ॥३१॥

પવિત્ર કરનારાઓમાં પવન અને શસ્ત્રધારી-ઓમાં રામ હું છું; માછલામાં મગરમચ્છ હું છું તથા નદીઓમાં ગંગા હું છું. ૩૧

सर्गाणामादिरन्तश्च मध्यं चैवाहमर्जुन।
अध्यात्मविद्या विद्यानां वादः प्रवदतामहम् ॥३२॥

હે અર્જુન! સૃષ્ટિઓનો આદિ, મધ્ય તથા અંત હું જ છું; વિદ્યાઓમાં અધ્યાત્મવિદ્યા અને ઉત્તમ વક્તાઓનો વાદ હું છું. ૩૨

अक्षराणामकारोऽस्मि द्वन्द्वः सामासिकस्य च।
अहमेवाक्षयः कालो धाताहं विश्वतोमुखः ॥३३॥

અક્ષરોમાં 'અ'કાર અને સમાસસમુદાયમાં દ્વંદ્વ (સમાસ) હું છું, અક્ષય કાળ હું જ છું, અને સર્વ તરફ મુખવાળો ધાતા—કર્મફળદાતા હું છું. ૩૩

मृत्युः सर्वहरश्चाहमुद्भवश्च भविष्यताम्।
कीर्तिः श्रीर्वाक्च नारीणां स्मृतिर्मेधा धृतिः क्षमा॥

વળી સર્વનો સંહારક મૃત્યુ અને ભવિષ્યમાં થનારાઓનું ઉત્પત્તિકારણ હું છું અને સ્ત્રી-

(વાચક નામો)માં કીર્તિ, લક્ષ્મી, વાણી, સ્મૃતિ, બુદ્ધિ, ધીરજ અને ક્ષમા હું છું. ૩૪

**बृहत्साम तथा साम्नां गायत्री छन्दसामहम् ।**
**मासानां मार्गशीर्षोऽहमृतूनां कुसुमाकरः ॥३५॥**

સામવેદના વિભાગોમાં બૃહત્સામ અને છંદોમાં ગાયત્રી હું છું; મહિનાઓમાં માર્ગશીર્ષ અને ઋતુઓમાં વસંતઋતુ હું છું. ૩૫

**द्यूतं छलयतामस्मि तेजस्तेजस्विनामहम् ।**
**जयोऽस्मि व्यवसायोऽस्मि सत्त्वं सत्त्ववतामहम् ॥**

છળ કરનારાઓમાં જુગાર અને તેજસ્વીઓમાં તેજ હું છું; (જીતનારાઓનો) વિજય-(નિશ્ચય કરનારાઓનો) નિશ્ચય અને સત્ત્વવાળાઓનું સત્ત્વ હું છું. ૩૬

**वृष्णीनां वासुदेवोऽस्मि पाण्डवानां धनंजयः ।**
**मुनीनामप्यहं व्यासः कवीनामुशना कविः ॥३७॥**

યાદવોમાં વાસુદેવ (કૃષ્ણ) અને પાંડવોમાં અર્જુન હું છું; મુનિઓમાં પણ વ્યાસ અને કવિઓમાં (શુક્રાચાર્ય) કવિ હું છું. ૩૭

दण्डो दमयतामस्मि नीतिरस्मि जिगीषताम्।
मौनं चैवास्मि गुह्यानां ज्ञानं ज्ञानवतामहम् ॥३८॥

દમન કરનારાઓનો દંડ હું છું, જીતવા ઈચ્છનારાઓની નીતિ હું છું, ગુહ્ય ભાવોમાં મૌન હું છું તથા જ્ઞાનીઓનું જ્ઞાન હું છું. ૩૮

यच्चापि सर्वभूतानां बीजं तदहमर्जुन।
न तदस्ति विना यत्स्यान्मया भूतं चराचरम् ॥३९

વળી હે અર્જુન! સર્વ ભૂતોનું જે બીજ છે તે પણ હું છું; તેવું કોઈ સ્થાવર-જંગમ ભૂત નથી કે જે મારા વિના હોય. ૩૯

नान्तोऽस्ति मम दिव्यानां विभूतीनां परन्तप।
एष तूद्देशतः प्रोक्तो विभूतेर्विस्तरो मया ॥४०॥

હે પરંતપ! મારી દિવ્ય વિભૂતિઓનો અંત નથી; આ વિભૂતિનો વિસ્તાર તો મેં દૃષ્ટાંતરૂપે કહ્યો છે. ૪૦

यद्यद्विभूतिमत्सत्त्वं श्रीमदूर्जितमेव वा।
तत्तदेवावगच्छ त्वं मम तेजोंऽशसंभवम् ॥४१॥

જે જે વસ્તુ ઐશ્વર્યવાળી, શોભાવાળી અથવા બળ કે પ્રાણુવાળી હોય, તે તે મારા તેજના અંશથી જ ઊપજેલી તું જાણુ. ૪૧

**अथवा बहुनैतेन किं ज्ञातेन तवार्जुन।**
**विष्टभ्याहमिदं कृत्स्नमेकांशेन स्थितो जगत्॥४२॥**

અથવા હે અર્જુન! આ બહુ જાણુવાથી તને શું (ફળ) છે? હું (મારા) એક અંશમાત્રથી આ સમગ્ર જગત ધારણ કરી રહેલો છું.

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे विभूतियोगो नाम दशमोऽध्यायः॥१०॥

એ પ્રમાણે ઉપનિષદ, બ્રહ્મવિદ્યા તથા યોગશાસ્ત્રરૂપ શ્રીમદ્ ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણ તથા અર્જુનના સંવાદ વિષે 'વિભૂતિયોગ' નામનો દશમો અધ્યાય સંપૂર્ણ

# अध्याय ११मो–विश्वरूपदर्शनयोग

अर्जुन उवाच। અર્જુન બોલ્યો :

मदनुग्रहाय परमं गुह्यमध्यात्मसंज्ञितम्।
यत्त्वयोक्तं वचस्तेन मोहोऽयं विगतो मम ॥१॥

મારા પર અનુગ્રહ કરવા માટે આપે મને પરમ આધ્યાત્મિક રહસ્ય કહ્યું. આપનાં એ વચનોથી મારો મોહ નષ્ટ થઈ ગયો છે. ૧

भवाप्ययौ हि भूतानां श्रुतौ विस्तरशो मया।
त्वत्तः कमलपत्राक्ष माहात्म्यमपि चाव्ययम् ॥२॥

કેમ કે હે કમળની પાંખડી જેવાં નેત્રવાળા! ભૂતોની ઉત્પત્તિ અને નાશ મેં વિસ્તારથી આપની પાસેથી સાંભળ્યાં; તેમ જ આપનું અવિનાશી માહાત્મ્ય પણ સાંભળ્યું. ૨

एवमेतद्यथात्थ त्वमात्मानं परमेश्वर।
द्रष्टुमिच्छामि ते रूपमैश्वरं पुरुषोत्तम ॥३॥

હે પરમેશ્વર! આપ પોતાને જેવા કહો છો તે પ્રમાણે જ છે. હે પુરુષોત્તમ! આપનું તે ઐશ્વર્યમય રૂપ હું જોવા ઇચ્છું છું. ૩

मन्यसे यदि तच्छक्यं मया द्रष्टुमिति प्रभो ।
योगेश्वर ततो मे त्वं दर्शयात्मानमव्ययम् ॥ ४ ॥

હે યોગેશ્વર પ્રભો ! જો મારાથી આપનું તે સ્વરૂપ જોઈ શકાય એમ આપને લાગતું હોય તો મને આપના તે અવિનાશી સ્વરૂપનાં દર્શન કરાવો. ૪

श्रीभगवानुवाच । શ્રીભગવાન બોલ્યા :

पश्य मे पार्थ रूपाणि शतशोऽथ सहस्रशः ।
नानाविधानि दिव्यानि नानावर्णाकृतीनि च ॥ ५

હે પાર્થ ! મારાં અનેક પ્રકારનાં તથા અનેક વર્ણ અને આકૃતિવાળાં સેંકડો અને હજારો દિવ્ય રૂપો તું જો. ૫

पश्यादित्यान्वसून्रुद्रानश्विनौ मरुतस्तथा ।
बहून्यदृष्टपूर्वाणि पश्याश्चर्याणि भारत ॥ ६ ॥

હે ભારત ! આદિત્યો, વસુઓ, રુદ્રો, અશ્વિનીકુમારો તથા મરુતો તું જો; (અને) પૂર્વે નહિ જોયેલાં ઘણાં આશ્ચર્યો તું જો. ૬

इहैकस्थं जगत्कृत्स्नं पश्याद्य सचराचरम् ।
मम देहे गुडाकेश यच्चान्यद्द्रष्टुमिच्छसि ॥ ७ ॥

હે ગુડાકેશ! આ મારા શરીરમાં એક જ સ્થળે રહેલું સ્થાવર-જંગમ સહિત સમગ્ર જગત અને બીજું તું જે જોવા ઇચ્છે છે, તે આજે જો. ૭

**न तु मां शक्यसे द्रष्टुमनेनैव स्वचक्षुषा।**
**दिव्यं ददामि ते चक्षुः पश्य मे योगमैश्वरम्॥८॥**

પરંતુ પોતાનાં આ (સ્થૂલ) ચક્ષુથી જ તું મને જોવા સમર્થ નથી, (માટે) હું તને દિવ્ય ચક્ષુ આપું છું; (તેનાથી) મારો ઈશ્વરીય યોગ તું જો. ૮

संजय उवाच। સંજય બોલ્યો :

**एवमुक्त्वा ततो राजन्महायोगेश्वरो हरिः।**
**दर्शयामास पार्थाय परमं रूपमैश्वरम्॥९॥**
**अनेकवक्त्रनयनमनेकाद्भुतदर्शनम्।**
**अनेकदिव्याभरणं दिव्यानेकोद्यतायुधम्॥१०॥**
**दिव्यमाल्याम्बरधरं दिव्यगन्धानुलेपनम्।**
**सर्वाश्चर्यमयं देवमनन्तं विश्वतोमुखम्॥११॥**

હે રાજા ધૃતરાષ્ટ્ર! એમ કહી પછી મહાયોગેશ્વર શ્રીકૃષ્ણે અર્જુનને શ્રેષ્ઠ ઈશ્વરીય સ્વરૂપ

બતાવ્યું; તે અનેક મુખ અને નેત્રોવાળું, અનેક અદ્‌ભુત દેખાવવાળું અનેક દિવ્ય આભૂષણોવાળું, ઉગામેલાં અનેક દિવ્ય આયુધોવાળું, દિવ્ય માળા તથા વસ્ત્રને ધરતું, દિવ્ય ગંધના લેપવાળું, સર્વ આશ્ચર્યોથી યુક્ત, પ્રકાશમાન, અનંત અને સર્વ તરફ મુખોવાળું હતું. ૯–૧૧

**दिवि सूर्यसहस्रस्य भवेद्युगपदुत्थिता ।**
**यदि भाः सदृशी सा स्याद्भासस्तस्य महात्मनः ॥**

જો આકાશમાં હજાર સૂર્યોનું તેજ એક જ વખતે પ્રકાશી ઊઠ્યું હોય, તો તે (વિશ્વરૂપ) પરમાત્માના તેજ જેવું કંઈક થાય. ૧૨

**तत्रैकस्थं जगत्कृत्स्नं प्रविभक्तमनेकधा ।**
**अपश्यद्देवदेवस्य शरीरे पाण्डवस्तदा ॥१३॥**

તે સમયે અર્જુને અનેક પ્રકારે વિભાગ પામેલા સમગ્ર જગતને દેવોના દેવ ભગવાન શ્રીકૃષ્ણના તે શરીરમાં એક સ્થળે રહેલું જોયું. ૧૩

**ततः स विस्मयाविष्टो हृष्टरोमा धनंजयः ।**
**प्रणम्य शिरसा देवं कृताञ्जलिरभाषत ॥१४॥**

પછી વિસ્મયથી વ્યાપ્ત તથા રોમાંચિત થયેલો તે અર્જુન (એ) દેવને મસ્તક વડે પ્રણામ કરી, હાથ જોડી કહેવા લાગ્યો. ૧૪

अर्जुन उवाच । અર્જુન બોલ્યો :

पश्यामि देवांस्तव देव देहे
सर्वांस्तथा भूतविशेषसङ्घान् ।
ब्रह्माणमीशं कमलासनस्थ-
मृषींश्च सर्वानुरगांश्च दिव्यान् ॥ १५ ॥

હે દેવ! આપના દેહમાં સર્વ દેવોને ભૂતોના અનેક સમૂહોને, કમલાસન પર બેઠેલા સૃષ્ટિકર્તા બ્રહ્માને, સર્વ ઋષિઓને, શંકરને તથા દિવ્ય સર્પોને હું જોઉં છું. ૧૫

अनेकबाहूदरवक्त्रनेत्रं
पश्यामि त्वां सर्वतोऽनन्तरूपम् ।
नान्तं न मध्यं न पुनस्तवादिं
पश्यामि विश्वेश्वर विश्वरुप ॥ १६ ॥

હે વિશ્વના ઈશ્વર! આપને અનેક બાહુ, અનેક પેટ, અનેક મુખ અને અનેક નેત્રવાળા



વિશ્વરૂપદર્શનયોગ

તથા સર્વ તરફ અનંત રૂપવાળા હું જોઉં છું; હે વિશ્વરૂપ! આપના અંતને, મધ્યને કે અનાદિને હું જોતો નથી. ૧૬

किरीटिनं गदिनं चक्रिणं च
तेजोराशिं सर्वतो दीप्तिमन्तम्।
पश्यामि त्वां दुर्निरीक्ष्यं समन्ता-
द्दीप्तानलार्कद्युतिमप्रमेयम्॥ १७॥

આપને મુકુટવાળા, ગદાવાળા, ચક્રવાળા, તેજના સમૂહરૂપ, સર્વ તરફ કાંતિવાળા, જોવા મુશ્કેલ, પ્રજ્વલિત અગ્નિ તથા સૂર્ય સમાન તેજસ્વી અને સર્વ તરફ અમાપ હું જોઉં છું. ૧૭

त्वमक्षरं परमं वेदितव्यं
त्वमस्य विश्वस्य परं निधानम्।
त्वमव्ययः शाश्वतधर्मगोप्ता
सनातनस्त्वं पुरुषो मतो मे॥ १८॥

આપ જાણવાયોગ્ય પરમ અક્ષર (પરબ્રહ્મ) છો; આપ આ વિશ્વના પરમ આશ્રયસ્થાન છો; આપ અવિનાશી તથા શાશ્વત ધર્મના રક્ષક

સનાતન પુરુષ છો, એમ હું માનું છું. ૧૮

अनादिमध्यान्तमनन्तवीर्य-
मनन्तबाहुं शशीसूर्यनेत्रम् ।
पश्यामि त्वां दीप्तहुताशवक्त्रं
स्वतेजसा विश्वमिदं तपन्तम् ॥१९॥

આપને આદિ, મધ્ય અને અંત વિનાના, અનંત શક્તિવાળા, અનંત બાહુવાળા, ચંદ્ર-સૂર્યરૂપ નેત્રોવાળા, પ્રદીપ્ત અગ્નિરૂપ મુખવાળા અને પોતાના તેજથી આ વિશ્વને તપાવી રહેલા હું જોઉં છું. ૧૯

द्यावापृथिव्योरिदमन्तरं हि
व्याप्तं त्वयैकेन दिशश्च सर्वाः ।
दृष्ट्वाद्भुतं रूपमुग्रं तवेदं
लोकत्रयं प्रव्यथितं महात्मन् ॥२०॥

આકાશ અને પૃથ્વી વચ્ચેનું અંતર તથા સર્વ દિશાઓ આપ એકથી જ વ્યાપ્ત છે. હે મહાત્મન્! આપનું આ અદ્ભુત ઉગ્ર રૂપ જોઈ ત્રણ લોક અત્યંત ભય પામ્યા છે. ૨૦

अमी हि त्वां सुरसङ्घा विशन्ति
केचिद्भीताः प्राञ्जलयो गृणन्ति ।
स्वस्तीत्युक्त्वा महर्षिसिद्धसङ्घाः
स्तुवन्ति त्वां स्तुतिभिः पुष्कलाभिः ॥२१

આ દેવોના સમૂહ આપમાં જ પ્રવેશે છે, કેટલાક ભય પામેલા હાથ જોડી સ્તુતિ કરે છે, મહર્ષિઓ તથા સિદ્ધોના સમૂહો 'સ્વસ્તિ-કલ્યાણ થાઓ,' એમ કહી અનેક સ્તોત્રોથી આપની સ્તુતિ કરે છે. ૨૧

रुद्रादित्या वसवो ये च साध्या
विश्वेऽश्विनौ मरुतश्चोष्मपाश्च ।
गन्धर्वयक्षासुरसिद्धसङ्घा
वीक्षन्ते त्वां विस्मिताश्चैव सर्वे ॥२२॥

વળી રુદ્રો, આદિત્યો, વસુઓ, સાધ્યો, વિશ્વેદેવો, અશ્વિનીકુમારો, મરુતો, ઉષ્મપા-પિતૃઓ તથા ગંધર્વ, યક્ષ, અસુર અને સિદ્ધોના સમૂહો સર્વે વિસ્મિત થઈ આપને જુએ છે. ૨૨

रूपं महत्ते बहुवक्त्रनेत्रं
महाबाहो बहुबाहूरुपादम्।
बहूदरं बहुदंष्ट्राकरालं
दृष्ट्वा लोकाः प्रव्यथितास्तथाहम् ॥२३॥

હે મહાબાહો! આપનું બહુ મોઢાં તથા આંખોવાળું; બહુ હાથ, સાથળો તથા પગવાળું; ઘણાં પેટવાળું તેમ જ બહુ દાઢોથી વિકરાળ આ રૂપ જોઈને બધા લોકો અને હું ઘણા વ્યાકુળ થયા છીએ. ૨૩

नभःस्पृशं दीप्तमनेकवर्णं
व्यात्ताननं दीप्तविशालनेत्रम्।
दृष्ट्वा हि त्वां प्रव्यथितान्तरात्मा
धृतिं न विन्दामि शमं च विष्णो ॥२४॥

હે વિષ્ણો! આકાશને સ્પર્શ કરતા, તેજસ્વી, અનેક વર્ણવાળા, ફાડેલા મોઢાવાળા અને ચળકતાં વિશાળ નેત્રોવાળા આપને જોઈ અતિ વ્યાકુળ મનવાળો હું ધીરજ કે શાંતિ પામતો નથી. ૨૪

दंष्ट्राकरालानि च ते मुखानि
दृष्ट्वैव कालानलसन्निभानि ।
दिशो न जाने न लभे च शर्म
प्रसीद देवेश जगन्निवास ॥ २५ ॥

હે દેવોના ઈશ્વર! દાઢોથી ભયંકર અને પ્રલયકાળના અગ્નિ જેવાં આપનાં મોઢાં જોઈ હું દિઙ્મૂઢ થઈ ગયો છું, મને ચેન પડતું નથી; માટે હે જગન્નિવાસ! પ્રસન્ન થાઓ. ૨૫

अमी च त्वां धृतराष्ट्रस्य पुत्राः
सर्वे सहैवावनिपालसङ्घैः ।
भीष्मो द्रोणः सूतपुत्रस्तथासौ
सहास्मदीयैरपि योधमुख्यैः ॥ २६ ॥
वक्त्राणि ते त्वरमाणा विशन्ति
दंष्ट्राकरालानि भयानकानि ।
केचिद्विलग्ना दशनान्तरेषु
संदृश्यन्ते चूर्णितैरुत्तमाङ्गैः ॥ २७ ॥

રાજાઓના સમૂહો સહિત આ ધૃતરાષ્ટ્રના

સર્વ પુત્રો, તેમ જ અમારા મુખ્ય યોદ્ધાઓ સહિત આ ભીષ્મ, દ્રોણુ અને આ કર્ણ પણ દાઢોથી વિકરાળ આપનાં ભયાનક મુખોમાં ઉતાવળા પ્રવેશ કરે છે અને તેઓ કેટલાંક ચૂર્ણ થયેલાં મસ્તકો સાથે દાંતોના મધ્ય ભાગોમાં વળગેલા દેખાય છે. ૨૬,૨૭

यथा नदीनां बहवोऽम्बुवेगाः
समुद्रमेवाभिमुखा द्रवन्ति ।
तथा तवामी नरलोकवीरा
विशन्ति वक्त्राण्यभिविज्वलन्ति ॥ २८ ॥

જેમ નદીઓના અનેક જળપ્રવાહો સમુદ્ર તરફ વેગથી વહે છે, તેમ મનુષ્યલોકના આ વીરો આપનાં પ્રજ્વલિત મુખોમાં પ્રવેશે છે. ૨૮

यथा प्रदीप्तं ज्वलनं पतङ्गा
विशन्ति नाशाय समृद्धवेगाः ।
तथैव नाशाय विशन्ति लोका-
स्तवापि वक्त्राणि समृद्धवेगाः ॥ २९ ॥

જેમ પતંગિયાં નાશ માટે ઘણા વેગથી

પ્રજ્વલિત અગ્નિમાં જઈ પડે છે, તેવી જ રીતે આ લોકો પણ પોતાના નાશ માટે ખૂબ વેગપૂર્વક આપનાં મુખોમાં પ્રવેશે છે. ૨૯

लेलिह्यसे ग्रसमानः समन्ता-
ल्लोकान्समग्रान्वदनैर्ज्वलद्भिः ।
तेजोभिरापूर्य जगत्समग्रं
भासस्तवोग्राः प्रतपन्ति विष्णो ॥३०॥

આપનાં પ્રજ્વલિત મુખોથી આ સર્વ લોકોનો બધી તરફથી ગ્રાસ કરતા આપ ચાટી રહ્યા છો. હે વિષ્ણુ! આપનો ઉગ્ર પ્રકાશ સમગ્ર જગતને તેજથી ભરી દઈ તપી રહ્યો છે. ૩૦

आख्याहि मे को भवानुग्ररूपो
नमोऽस्तु ते देववर प्रसीद ।
विज्ञातुमिच्छामि भवन्तमाद्यं
न हि प्रजानामि तव प्रवृत्तिम् ॥३१॥

મને કહો, આવા ઉગ્ર રૂપવાળા આપ કોણ છો? હે દેવશ્રેષ્ઠ! આપને નમસ્કાર હો, આપ

પ્રસન્ન થાઓ. આપ આદિ પુરુષને હું જાણવા ઈચ્છું છું; કેમ કે આપની પ્રવૃત્તિ હું સમજી શકતો નથી. ૩૧

श्रीभगवानुवाच । શ્રીભગવાન બોલ્યા :

कालोऽस्मि लोकक्षयकृत्प्रवृद्धो
लोकान्समाहर्तुमिह प्रवृत्तः ।
ऋतेऽपि त्वां न भविष्यन्ति सर्वे
येऽवस्थिताः प्रत्यनीकेषु योधाः ॥३२॥

હું લોકોનો નાશ કરનારો અત્યંત વૃદ્ધિ પામેલો કાળ છું અને લોકોનો સંહાર કરવા અહીં પ્રવૃત્ત થયો છું; તેથી દરેક સૈન્યમાં જે બધા યોદ્ધાઓ ઊભા છે, તેઓ તારા વિના પણ રહેશે નહિ; અર્થાત્ તું લડશે નહિ, તોપણ નાશ પામશે. ૩૨

तस्मात्त्वमुत्तिष्ठ यशो लभस्व
जित्वा शत्रून् भुङ्क्ष्व राज्यं समृद्धम् ।
मयैवैते निहताः पूर्वमेव
निमित्तमात्रं भव सव्यसाचिन् ॥३३॥

પ્રજ્વલિત અગ્નિમાં જઈ પડે છે, તેવી જ રીતે આ લોકો પણ પોતાના નાશ માટે ખૂબ વેગ-પૂર્વક આપનાં મુખોમાં પ્રવેશે છે. ૨૯

लेलिह्यसे ग्रसमानः समन्ता-
ल्लोकान्समग्रान्वदनैर्ज्वलद्भिः ।
तेजोभिरापूर्य जगत्समग्रं
भासस्तवोग्राः प्रतपन्ति विष्णो ॥३०॥

આપનાં પ્રજ્વલિત મુખોથી આ સર્વ લોકોને બધી તરફથી ગ્રાસ કરતા આપ ચાટી રહ્યા છો. હે વિષ્ણુ! આપનો ઉગ્ર પ્રકાશ સમગ્ર જગતને તેજથી ભરી દઈ તપી રહ્યો છે. ૩૦

आख्याहि मे को भवानुग्ररूपो
नमोऽस्तु ते देववर प्रसीद ।
विज्ञातुमिच्छामि भवन्तमाद्यं
न हि प्रजानामि तव प्रवृत्तिम् ॥३१॥

મને કહો, આવા ઉગ્ર રૂપવાળા આપ કોણ છો? હે દેવશ્રેષ્ઠ! આપને નમસ્કાર હો, આપ

પ્રસન્ન થાઓ. આપ આદિ પુરુષને હું જાણવા ઈચ્છું છું; કેમ કે આપની પ્રવૃત્તિ હું સમજી શકતો નથી. ૩૧

श्रीभगवानुवाच । શ્રીભગવાન બોલ્યા :

कालोऽस्मि लोकक्षयकृत्प्रवृद्धो
लोकान्समाहर्तुमिह प्रवृत्तः ।
ऋतेऽपि त्वां न भविष्यन्ति सर्वे
येऽवस्थिताः प्रत्यनीकेषु योधाः ॥३२॥

હું લોકોનો નાશ કરનારો અત્યંત વૃદ્ધિ પામેલો કાળ છું અને લોકોનો સંહાર કરવા અહીં પ્રવૃત્ત થયો છું; તેથી દરેક સૈન્યમાં જે બધા યોદ્ધાઓ ઊભા છે, તેઓ તારા વિના પણ રહેશે નહિ; અર્થાત્ તું લડશે નહિ, તોપણ નાશ પામશે. ૩૨

तस्मात्त्वमुत्तिष्ठ यशो लभस्व
जित्वा शत्रून् भुङ्क्ष्व राज्यं समृद्धम् ।
मयैवैते निहताः पूर्वमेव
निमित्तमात्रं भव सव्यसाचिन् ॥ ३३ ॥

अनन्त देवेश जगन्निवास
त्वमक्षरं सदसत्तत्परं यत् ॥ ३७ ॥

હે મહાત્મન્! બ્રહ્માના પણ આદિકર્તા અને મહાશ્રેષ્ઠ આપને તેઓ કેમ ન નમે? હે અનંત! હે દેવેશ્વર! હે જગન્નિવાસ! સત્, અસત્ તેમ જ તેનાથી પર જે અક્ષરબ્રહ્મ (સચ્ચિદાનંદઘન) છે, તે આપ છો. ૩૭

त्वमादिदेवः पुरुषः पुराण-
स्त्वमस्य विश्वस्य परं निधानम् ।
वेत्तासि वेद्यं च परं च धाम
त्वया ततं विश्वमनन्तरूप ॥ ३८ ॥

આપ આદિદેવ પુરાણ પુરુષ છો અને આ વિશ્વનું પરમ આશ્રયસ્થાન છો; આપ જાણનાર તથા જાણવાયોગ્ય પરમ ધામ છો. હે અનંત રૂપોવાળા! આપ વડે વિશ્વ વ્યાપ્ત છે. ૩૮

वायुर्यमोऽग्निर्वरुणः शशाङ्कः
प्रजापतिस्त्वं प्रपितामहश्च ।

नमो नमस्तेऽस्तु सहस्रकृत्वः
पुनश्च भूयोऽपि नमो नमस्ते ॥ ३९ ॥

આપ વાયુ, યમ, અગ્નિ, વરુણ, ચંદ્ર અને બ્રહ્મા છો તથા બ્રહ્માના પણ પિતા છો; આપને હજારો વાર નમસ્કાર હો! નમસ્કાર હો! તથા ફરીફરી પણ નમસ્કાર હો! નમસ્કાર હો! ૩૯

नमः पुरस्तादथ पृष्ठतस्ते
नमोऽस्तु ते सर्वत एव सर्व ।
अनन्तवीर्यामितविक्रमस्त्वं
सर्वं समाप्नोषि ततोऽसि सर्वः ॥ ४० ॥

હે સર્વસ્વરૂપ! આપને આગળથી નમસ્કાર હો! પાછળથી અને સર્વ બાજુથી નમસ્કાર હો! અનંત સામર્થ્યવાળા અને અમાપ પરાક્રમવાળા આપ સર્વમાં વ્યાપ્ત છો, તેથી સર્વરૂપ છો. ૪૦

सखेति मत्वा प्रसभं यदुक्तं
हे कृष्ण हे यादव हे सखेति ।
अजानता महिमानं तवेदं
मया प्रमादात्प्रणयेन वापि ॥ ४१ ॥

यच्चावहासार्थमसत्कृतोऽसि
विहारशय्यासनभोजनेषु ।
एकोऽथवाप्यच्युत तत्समक्षं
तत्क्षामये त्वामहमप्रमेयम् ॥४२॥

આપના આ મહિમાને નહિ જાણતાં મેં ભૂલથી અથવા સ્નેહથી 'આ મિત્ર છે' એમ માની 'હે કૃષ્ણ!' 'હે યાદવ!' 'હે સખા!' એમ જે સંબોધીને કહ્યું છે; તથા હે અચ્યુત! વિહાર, શયન, આસન અને ભોજનમાં, એકલા અથવા કોઈની સમક્ષ પણ હાસ્ય માટે જે આપ અનાદર કરાયા છો, તે(અપરાધ)ને અમાપ એવા આપ પાસે હું મને માફ કરાવું છું. ૪૧,૪૨

पितासि लोकस्य चराचरस्य
त्वमस्य पूज्यश्च गुरुर्गरीयान् ।
न त्वत्समोऽस्त्यभ्यधिकः कुतोऽन्यो
लोकत्रयेऽप्यप्रतिमप्रभाव ॥४३॥

હે અતુલ પ્રભાવવાળા! આપ આ સ્થાવર-જંગમ લોકના પિતા, પૂજ્ય અને અતિ શ્રેષ્ઠ

ગુરુ છો; ત્રણે લોકમાં આપના સમાન પણ બીજો કોઈ નથી, તો અધિક તો ક્યાંથી હોય? ૪૩

तस्मात्प्रणम्य प्रणिधाय कायं
प्रसादये त्वामहमीशमीड्यम्।
पितेव पुत्रस्य सखेव सख्युः
प्रियः प्रियायार्हसि देव सोढुम् ॥४४॥

માટે શરીરને (દંડવત્ જમીન પર મૂકી, પ્રણામ કરીને હું આપ સ્તુતિયોગ્ય ઈશ્વરને પ્રસન્ન થવા વિનવું છું. હે દેવ! જેમ પિતા પુત્રનો, મિત્ર મિત્રનો અને પતિ પ્રિયાનો (અપરાધ) સહન કરવા યોગ્ય છે, તેમ આપ (મારા અપરાધ) સહન કરવા યોગ્ય છો. ૪૪

अदृष्टपूर्वं हृषितोऽस्मि दृष्ट्वा
भयेन च प्रव्यथितं मनो मे।
तदेव मे दर्शय देव रूपं
प्रसीद देवेश जगन्निवास ॥४५॥

પૂર્વે નહિ જોયેલું (આપનું આ સ્વરૂપ) જોઈ હું હર્ષ પામ્યો છું, તેમ જ ભયથી મારું

મન ઘણું ગભરાયું છે; માટે હે દેવ! મને તે (પૂર્વનું) જ રૂપ આપ દેખાડો. હે દેવોના ઈશ્વર! હે જગન્નિવાસ! પ્રસન્ન થાઓ. ૪૫

किरीटिनं गदिनं चक्रहस्त-
मिच्छामि त्वां द्रष्टुमहं तथैव।
तेनैव रूपेण चतुर्भुजेन
सहस्रबाहो भव विश्वमूर्ते ॥४६॥

આપને તે જ પ્રમાણે મુકુટવાળા, ગદાધારી અને હાથમાં ચક્રવાળા! જોવા હું ઇચ્છું છું. હે હજાર બાહુઓવાળા! હે વિશ્વમૂર્તિ! આપ તે જ ચતુર્ભુજરૂપે પ્રકટ થાઓ. ૪૬

श्रीभगवानुवाच। શ્રીભગવાન બોલ્યા:

मया प्रसन्नेन तवार्जुनेदं
रूपं परं दर्शितमात्मयोगात्।
तेजोमयं विश्वमनन्तमाद्यं
यन्मे त्वदन्येन न दृष्टपूर्वम् ॥४७॥

હે અર્જુન! પ્રસન્ન થયેલા મેં આ મા૰

તેજોમય, અનંત અને આદ્ય વિશ્વરૂપ મારા પોતાના સામર્થ્યથી તને બતાવ્યું છે, જે તારા વિના બીજાએ પૂર્વે જોયું નથી. ૪૭

न वेदयज्ञाध्ययनैर्न दानै-
र्न च क्रियाभिर्न तपोभिरुग्रैः।
एवंरूपः शक्य अहं नृलोके
द्रष्टुं त्वदन्येन कुरुप्रवीर ॥४८॥

હે કુરુવંશી મહાવીર! મનુષ્યલોકમાં આવા રૂપવાળો હું, વેદો વડે, યજ્ઞો વડે, અધ્યયન વડે, દાન વડે, ક્રિયાઓ વડે કે ઉગ્ર તપ વડે તારા વિના બીજાથી જોવાને શક્ય નથી. ૪૮

मा ते व्यथा मा च विमूढभावो
दृष्ट्वा रूपं घोरमीदृङ्ममेदम्।
व्यपेतभीः प्रीतमनाः पुनस्त्वं
तदेव मे रूपमिदं प्रपश्य ॥४९॥

આવું આ મારું વિકરાળ રૂપ જોઈ તને દુઃખ ન થાઓ અને અતિ મૂઢ ભાવ ન થાઓ,

તું ભયરહિત અને પ્રસન્ન મનવાળો થઈ ફરી મારું તે જ આ રૂપ સારી રીતે જો. ૪૯

संजय उवाच। સંજય બોલ્યો:

इत्यर्जुनं वासुदेवस्तथोक्त्वा
स्वकं रूपं दर्शयामास भूयः।
आश्वासयामास च भीतमेनं
भूत्वा पुनः सौम्यवपुर्महात्मा ॥५०॥

અર્જુનને એમ કહી મહાત્મા વાસુદેવે પોતાનું (મનુષ્ય) રૂપ ફરી દેખાડ્યું અને સૌમ્યમૂર્તિ થઈ ભયભીત થયેલા એને ફરી આશ્વાસન આપ્યું. ૫૦

अर्जुन उवाच। અર્જુન બોલ્યો:

दृष्ट्वेदं मानुषं रूपं तव सौम्यं जनार्दन।
इदानीमस्मि संवृत्तः सचेताः प्रकृतिं गतः ॥५१॥

હે જનાર્દન! આપનું આ શાંત મનુષ્યરૂપ જોઈ હવે હું ભાનમાં આવ્યો છું અને મૂળ સ્વભાવને પામ્યો છું. ૫૧

श्रीभगवानुवाच । શ્રીભગવાન બોલ્યા :

सुदुर्दर्शमिदं रूपं दृष्टवानसि यन्मम ।
देवा अप्यस्य रूपस्य नित्यं दर्शनकाङ्क्षिणः ॥५२॥

મારું જે આ રૂપ તેં જોયું, તે જોવું ઘણું મુશ્કેલ છે; દેવો પણ આ રૂપ જોવા હમેશ ઇચ્છા રાખે છે. ૫૨

नाहं वेदैर्न तपसा न दानेन न चेज्यया ।
शक्य एवंविधो द्रष्टुं दृष्टवानसि मां यथा ॥५३॥

જે પ્રકારે તેં મને જોયો, તે પ્રકારે હું વેદો વડે, તપ વડે, દાન વડે કે યજ્ઞ વડે જોવાને શક્ય નથી. ૫૩

भक्त्या त्वनन्यया शक्य अहमेवंविधोऽर्जुन ।
ज्ञातुं द्रष्टुं च तत्त्वेन प्रवेष्टुं च परंतप ॥५४॥

હે શત્રુને તપાવનાર અર્જુન! માત્ર અનન્ય ભક્તિ વડે એ પ્રકારે તત્ત્વથી જાણવા, જોવા તથા પ્રવેશ કરવા હું શક્ય છું. ૫૪

मत्कर्मकृन्मत्परमो मद्भक्तः सङ्गवर्जितः ।
निर्वैरः सर्वभूतेषु यः स मामेति पाण्डव ॥५५॥

હે પાંડવ! જે મારો ભક્ત મારા માટે કર્મ કરનારો, મારે પરાયણ રહેનારો, આસક્તિ વિનાનો અને સર્વ પ્રાણી પ્રત્યે વેરરહિત હોય છે, તે મને પામે છે. ૫૫

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे विश्वरूपदर्शनयोगो नामैकादशोऽध्यायः ॥ ११ ॥

એ પ્રમાણે ઉપનિષદ, બ્રહ્મવિદ્યા તથા યોગશાસ્ત્રરૂપ શ્રીમદ્ ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણ તથા અર્જુનના સંવાદ વિષે 'વિશ્વરૂપદર્શનયોગ' નામનો ૧૧ મો અધ્યાય સંપૂર્ણ

# अध्याय १२ मो–भक्तियोग

अर्जुन उवाच। અર્જુન બોલ્યો:

एवं सततयुक्ता ये भक्तास्त्वां पर्युपासते।
ये चाप्यक्षरमव्यक्तं तेषां के योगवित्तमाः ॥१॥

એ રીતે નિરંતર (આપમાં) જોડાયલા જે ભક્તો આપને (સગુણસ્વરૂપે) ઉપાસે છે; તથા જેઓ આપના અવિનાશી અવ્યક્ત (નિર્ગુણ) સ્વરૂપની ઉપાસના કરે છે, તેઓમાં ઉત્તમ યોગવેત્તા કોણ? ૧

श्रीभगवानुवाच। શ્રીભગવાન બોલ્યા:

मय्यावेश्य मनो ये मां नित्ययुक्ता उपासते।
श्रद्धया परयोपेतास्ते मे युक्ततमा मताः ॥ २ ॥

જેઓ નિત્ય મારામાં મન જોડી મારા પરાયણ થઈ પરમ શ્રદ્ધાથી મને ઉપાસે છે, તેમને હું શ્રેષ્ઠ યોગી ગણું છું. ૨

ये त्वक्षरमनिर्देश्यमव्यक्तं पर्युपासते।
सर्वत्रगमचिन्त्यं च कूटस्थमचलं ध्रुवम् ॥ ३ ॥

संनियम्येन्द्रियग्रामं सर्वत्र समबुद्धयः ।
ते प्राप्नुवन्ति मामेव सर्वभूतहिते रताः ॥ ४ ॥
क्लेशोऽधिकतरस्तेषामव्यक्तासक्तचेतसाम् ।
अव्यक्ता हि गतिर्दुःखं देहवद्भिरवाप्यते ॥ ५ ॥

વળી બધી ઇંદ્રિયોનો સંયમ કરી સર્વમાં સમબુદ્ધિ ધારણ કરનારા અને સર્વ પ્રાણીઓના હિતમાં લાગેલા જે મનુષ્યો મારા નિર્વિકાર, અવર્ણનીય, અવ્યક્ત, સર્વવ્યાપક, અચિંત્ય, સર્વ-સાક્ષી, અચળ, અવિનાશી સ્વરૂપની ઉપાસના કરે છે, તેઓ પણ મને જ પ્રાપ્ત કરે છે. પરંતુ અવ્યક્ત નિર્ગુણ સ્વરૂપમાં ચિત્ત જોડનારાઓને કષ્ટ વધારે રહે છે; કારણ કે દેહધારીઓથી અવ્યક્ત (સ્વરૂપની) ગતિ મુશ્કેલીથી મેળવાય છે. ૩–૫

ये तु सर्वाणि कर्माणि मयि संन्यस्य मत्पराः ।
अनन्येनैव योगेन मां ध्यायन्त उपासते ॥ ६ ॥
तेषामहं समुद्धर्ता मृत्युसंसारसागरात् ।
भवामि न चिरात्पार्थ मय्यावेशितचेतसाम् ॥७॥

પણ હે પાર્થ ! જેઓ સર્વ કર્મો મારામાં

સમર્પણ કરી મારે પરાયણ થઈ અનન્ય યોગથી મારું જ ધ્યાન કરતા મને ઉપાસે છે, તે મારામાં પરોવાયેલા ચિત્તવાળાઓને મૃત્યુરૂપ સંસાર-સાગરથી હું જલદી ઉદ્ધાર કરું છું. ૬,૭

मय्येव मन आधत्स्व मयि बुद्धिं निवेशय।
निवसिष्यसि मय्येव अत ऊर्ध्वं न संशयः ॥८॥

(માટે) તું મારામાં જ મન ધારણ કર અને મારામાં બુદ્ધિ પરોવ; એ પછી તું મારામાં જ રહીશ; (એમાં) સંશય નથી. ૮

अथ चित्तं समाधातुं न शक्नोषि मयि स्थिरम्।
अभ्यासयोगेन ततो मामिच्छाप्तुं धनंजय ॥९॥

હે ધનંજય! જો તું ચિત્તને મારામાં સ્થિર કરવા સમર્થ નથી, તો અભ્યાસયોગ વડે મને પામવાની ઇચ્છા કર. ૯

अभ्यासेऽप्यसमर्थोऽसि मत्कर्मपरमो भव।
मदर्थमपि कर्माणि कुर्वन्सिद्धिमवाप्स्यसि ॥१०॥

અભ્યાસમાં પણ જો તું અસમર્થ છે, તો મારે માટે કર્મ કરવા તત્પર થા. મારે

કર્મ કરતો પણ તું સિદ્ધિ પામીશ. ૧૦

अथैतदप्यशक्तोऽसि कर्तुं मद्योगमाश्रितः ।
सर्वकर्मफलत्यागं ततः कुरु यतात्मवान् ॥ ११ ॥

જો એ કરવાને પણ તું અશક્ત છે, તો મારા (માટેના કર્મ)યોગનો આશ્રય કરી, વશ કરેલા ચિત્તવાળો થઈ સર્વ કર્મફળનો ત્યાગ કર. ૧૧

श्रेयो हि ज्ञानमभ्यासाज्ज्ञानाद्ध्यानं विशिष्यते ।
ध्यानात्कर्मफलत्यागस्त्यागाच्छान्तिरनन्तरम् ॥१

કેમ કે (પૂર્વોક્ત) અભ્યાસ કરતાં જ્ઞાન શ્રેષ્ઠ છે, જ્ઞાન કરતાં ધ્યાન શ્રેષ્ઠ છે, ધ્યાન કરતાં સર્વ કર્મોનાં ફળનો ત્યાગ શ્રેષ્ઠ છે; (એ કર્મફળના) ત્યાગથી શાંતિ પ્રાપ્ત થાય છે. ૧૨

अद्वेष्टा सर्वभूतानां मैत्रः करुण एव च ।
निर्ममो निरहंकारः समदुःखसुखः क्षमी ॥ १३ ॥
संतुष्टः सततं योगी यतात्मा दृढनिश्चयः ।
मय्यर्पितमनोबुद्धिर्यो मद्भक्तः स मे प्रियः ॥१४

જે સર્વ ભૂતોનો દ્વેષ નહિ કરનાર, મિત્રભાવે વર્તનાર, દયાળુ, મમતા વિનાનો, અહંકારરહિત, સુખ–દુઃખ સમાન માનનારો, ક્ષમાવાળો, સદા સંતોષી, યોગનિષ્ઠ, મન વશ રાખનારો, દૃઢ નિશ્ચયવાળો અને મારામાં અર્પણ કરેલાં મન–બુદ્ધિવાળો હોય છે, તે મારો ભક્ત મને પ્રિય છે. ૧૩,૧૪

**यस्मान्नोद्विजते लोको लोकान्नोद्विजते च यः।**
**हर्षामर्षभयोद्वेगैर्मुक्तो यः स च मे प्रियः॥ १५॥**

જેનાથી લોક ઉદ્વેગ પામતા નથી અને જે લોકથી ઉદ્વેગ પામતો નથી; તથા જે હર્ષ, ક્રોધ ભય અને ઉદ્વેગથી રહિત છે, તે (ભક્ત) મને પ્રિય છે. ૧૫

**अनपेक्षः शुचिर्दक्ष उदासीनो गतव्यथः।**
**सर्वारम्भपरित्यागी यो मद्भक्तः स मे प्रियः॥१६**

જે સ્પૃહા વિનાનો, પવિત્ર, દક્ષ (ચતુર), પક્ષપાતરહિત, ગભરાટ વિનાનો અને સર્વ આરંભો છોડનારો છે, તે મારો ભક્ત મને પ્રિય છે. ૧૬

**यो न हृष्यति न द्वेष्टि न शोचति न काङ्क्षति।**
**शुभाशुभपरित्यागी भक्तिमान्यः स मे प्रियः ॥१७**

જે હર્ષ પામતો નથી, દ્વેષ કરતો નથી, શોક કરતો નથી, ઈચ્છા કરતો નથી અને શુભ–અશુભ ત્યજનાર તથા ભક્તિવાળો છે, તે મને પ્રિય છે. ૧૭

**समः शत्रौ च मित्रे च तथा मानापमानयोः।**
**शीतोष्णसुखदुःखेषु समः सङ्गविवर्जितः ॥ १८॥**
**तुल्यनिन्दास्तुतिर्मौनी संतुष्टो येन केनचित्।**
**अनिकेतः स्थिरमतिर्भक्तिमान्मे प्रियो नरः ॥१९**

વળી જે શત્રુ કે મિત્ર ઉપર, માન કે અપમાનમાં તથા ટાઢ, તાપ, સુખ કે દુઃખમાં સમાન ભાવવાળો અને સંસારમાં આસક્તિરહિત હોય, નિંદા અને સ્તુતિને સમાન માને, મનનશીલ હોય, જે (કંઈ આવી મળે, તેથી) સંતોષી રહે, નિશ્ચિત સ્થાન વિનાનો (રહેવાના સ્થાનમાં મમતારહિત) અને સ્થિર બુદ્ધિવાળો હોય તે ભક્તિમાન મનુષ્ય મને પ્રિય છે. ૧૮,૧૯

ये तु धर्म्यामृतमिदं यथोक्तं पर्युपासते ।
श्रद्दधाना मत्परमा भक्तास्तेऽतीव मे प्रियाः ॥२०

જેઓ શ્રદ્ધાવાન થઈ મારા પરાયણ રહ
ઉપર કહેલા ધર્મમય અમૃતને તે પ્રમાણે સેવ
છે, તે ભક્તો મને અત્યંત પ્રિય છે.* ૨૦

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे भक्तियोगो नाम द्वादशोऽध्यायः ॥ १२ ॥

એ પ્રમાણે ઉપનિષદ, બ્રહ્મવિદ્યા તથા યોગશાસ્ત્રરૂપ
શ્રીમદ્ ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણ તથા અર્જુનના
સંવાદ વિષે 'ભક્તિયોગ' નામનો
૧૨ મો અધ્યાય સંપૂર્ણ

# अध्याय १३ मो–क्षेत्रक्षेत्रज्ञयोग

अर्जुन उवाच । અર્જુન બોલ્યો :

प्रकृतिं पुरुषं चैव क्षेत्रं क्षेत्रज्ञमेव च ।
एतद्वेदितुमिच्छामि ज्ञानं ज्ञेयं च केशव ॥ १ ॥

હે કેશવ! પ્રકૃતિ અને પુરુષ, ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ તથા જ્ઞાન અને જ્ઞેય હું જાણવા ઇચ્છું છું. ૧

श्रीभगवानुवाच ॥ શ્રી ભગવાન બોલ્યા :

इदं शरीरं कौन्तेय क्षेत्रमित्यभिधीयते ।
एतद्यो वेत्ति तं प्राहुः क्षेत्रज्ञ इति तद्विदः ॥२॥

હે અર્જુન! આ શરીર 'ક્ષેત્ર' કહેવાય છે; અને એને જે જાણે છે તેને તત્ત્વજ્ઞાનીઓ 'ક્ષેત્રજ્ઞ' કહે છે. ૨

क्षेत्रज्ञं चापि मां विद्धि सर्वक्षेत्रेषु भारत ।
क्षेत्रक्षेत्रज्ञयोर्ज्ञानं यत्तज्ज्ञानं मतं मम ॥ ३ ॥

હે ભારત! સર્વ ક્ષેત્રો (શરીરો) માં (રહેલા) મને તું 'ક્ષેત્રજ્ઞ' જાણ; અને ક્ષેત્ર તથા ક્ષેત્રજ્ઞનું જે જ્ઞાન તે જ્ઞાન છે, એવો મારો મત છે. ૩

तत्क्षेत्रं यच्च यादृक्च यद्विकारि यतश्च यत् ।
स च यो यत्प्रभावश्च तत्समासेन मे शृणु ॥४॥

તે ક્ષેત્ર શું છે, કેવું છે, કેવા કેવા વિકારોવાળું છે, શાથી (ઉત્પન્ન થયું) છે તથા તેને જાણનાર કોણ છે, તેનો કેવો પ્રભાવ છે તે બધું તું સંક્ષેપમાં મારી પાસેથી સાંભળ. ૪

ऋषिभिर्बहुधा गीतं छन्दोभिर्विविधैः पृथक् ।
ब्रह्मसूत्रपदैश्चैव हेतुमद्भिर्विनिश्चितैः ॥५॥

(આ ક્ષેત્ર-ક્ષેત્રજ્ઞના સ્વરૂપને) ઋષિઓએ અનેક પ્રકારે ગાયું છે, વિવિધ વેદમંત્રોએ અનેક રીતે વર્ણવ્યું છે અને હેતુવાળાં તથા બરાબર નક્કી કરેલાં બ્રહ્મસૂત્રનાં પદોએ પણ દર્શાવ્યું છે. ૫

महाभूतान्यहंकारो बुद्धिरव्यक्तमेव च ।
इन्द्रियाणि दशैकं च पञ्च चेन्द्रियगोचराः ॥६॥
इच्छा द्वेषः सुखं दुःखं संघातश्चेतना धृतिः ।
एतत्क्षेत्रं समासेन सविकारमुदाहृतम् ॥७॥

(પાંચ) મહાભૂત, અહંકાર, બુદ્ધિ અને અવ્યક્ત (મૂળ પ્રકૃતિ), દશ ઇંદ્રિયો, એક મન,

ઇંદ્રિયોના પાંચ વિષયો[1] અને ઇચ્છા, દ્વેષ, સુખ, દુઃખ, (દેહ-ઇંદ્રિયનો)સમુદાય, ચેતના અને ધૈર્ય, આ (એકત્રીસ) વિકારોવાળું 'ક્ષેત્ર' ટૂંકમાં કહેવાયું છે. ૬,૭

अमानित्वमदम्भित्वमहिंसा क्षान्तिरार्जवम् ।
आचार्योपासनं शौचं स्थैर्यमात्मविनिग्रहः ॥८॥
इन्द्रियार्थेषु वैराग्यमनहंकार एव च ।
जन्ममृत्युजराव्याधिदुःखदोषानुदर्शनम् ॥९॥
असक्तिरनभिष्वङ्गः पुत्रदारगृहादिषु ।
नित्यं च समचित्तत्वमिष्टानिष्टोपपत्तिषु ॥१०॥
मयि चानन्ययोगेन भक्तिरव्यभिचारिणी ।
विविक्तदेशसेवित्वमरतिर्जनसंसदि ॥११॥
अध्यात्मज्ञाननित्यत्वं तत्त्वज्ञानार्थदर्शनम् ।
एतज्ज्ञानमिति प्रोक्तमज्ञानं यदतोऽन्यथा ॥१२॥

અમાનીપણું, અદંભીપણું, અહિંસા, ક્ષમા, સરળતા, આચાર્યની સેવા, પવિત્રતા, સ્થિરતા, માનસિક સંયમ, ઇંદ્રિયોના વિષયો પર વૈરાગ્ય;

---

1 શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ.

અહંકારરહિતપણું તથા જન્મ, મરણ, ઘડપણ, અને રોગોમાં દુઃખ તથા દોષો જોવા; અનાસક્તિ, પુત્ર, સ્ત્રી, ઘર વગેરે પર મમતાનો અભાવ, ઇષ્ટ-અનિષ્ટની પ્રાપ્તિ થતાં સદા ચિત્તની સમાનતા, અનન્ય યોગથી મારામાં અસ્ખલિત ભક્તિ, એકાંત પ્રદેશનું સેવન, જનસમૂહમાં અપ્રીતિ, અધ્યાત્મજ્ઞાનમાં નિત્ય સ્થિતિ તથા તત્ત્વજ્ઞાનના અર્થનો અનુભવ કરવો—આ(સર્વ)ને 'જ્ઞાન' કહ્યું છે; આથી જે ઊલટું છે, તે 'અજ્ઞાન' છે.

ज्ञेयं यत्तत्प्रवक्ष्यामि यज्ज्ञात्वामृतमश्नुते ।
अनादिमत्परं ब्रह्म न सत्तन्नासदुच्यते ॥ १३ ॥

જે જ્ઞેય—જાણવા યોગ્ય છે અને જેને જાણી (મનુષ્ય) મોક્ષ પામે છે, તે હું કહું છું; જે અનાદિ પરબ્રહ્મ છે તેને નથી 'સત્' કહી શકાતું કે નથી 'અસત્' કહી શકાતું. ૧૩

सर्वतः पाणिपादं तत्सर्वतोऽक्षिशिरोमुखम् ।
सर्वतः श्रुतिमल्लोके सर्वमावृत्य तिष्ठति ॥ १४ ॥

તેને સર્વ તરફ હાથપગ છે, સર્વ તરફ

નેત્રો, મસ્તક અને મુખ છે, સર્વ બાજુ કાન છે અને લોકમાં સર્વને વ્યાપીને તે રહે છે. ૧૪

सर्वेन्द्रियगुणाभासं सर्वेन्द्रियविवर्जितम् ।
असक्तं सर्वभृच्चैव निर्गुणं गुणभोक्तृ च ॥१५॥

તે બ્રહ્મ સર્વ ઇંદ્રિયોરૂપે ભાસે છે, સર્વ ઇંદ્રિયોના ગુણો અથવા વિષયોરૂપે ભાસે છે, સર્વ ઇંદ્રિયોને તેમના વિષયનું ભાન કરાવે છે અને સર્વ ઇંદ્રિયોને તથા તેમના વિષયોને જાણનારું છે, છતાં સર્વ ઇંદ્રિયોથી રહિત છે, અસંગ હોવા છતાં સર્વનું ધારણપોષણ કરનાર અને નિર્ગુણ હોવા છતાં ગુણોનો ભોગ કરનારું છે. ૧૫

बहिरन्तश्च भूतानामचरं चरमेव च ।
सूक्ष्मत्वात्तदविज्ञेयं दूरस्थं चान्तिके च तत् ॥१६॥

તે (બ્રહ્મ) ભૂતોની બહાર અને અંદર પણ છે; તેમ જ સ્થાવર અને જંગમ પણ છે; તે સૂક્ષ્મ હોવાથી જાણવાને અશક્ય છે; દૂર રહેલ છે અને પાસે પણ છે. ૧૬

अविभक्तं च भूतेषु विभक्तमिव च स्थितम् ।
भूतभर्तृ च तज्ज्ञेयं ग्रसिष्णु प्रभविष्णु च ॥ १७॥

વળી તે જ્ઞેય (બ્રહ્મ) વિભાગ નહિ પામેલ છતાં ભૂતોમાં વિભાગ પામેલાની પેઠે રહેલ છે; તે સર્વ ભૂતોનું ધારણ-પોષણ કરનાર, નાશ કરનાર તથા ઉત્પન્ન કરનાર છે. ૧૭

ज्योतिषामपि तज्ज्योतिस्तमसः परमुच्यते ।
ज्ञानं ज्ञेयं ज्ञानगम्यं हृदि सर्वस्य धिष्ठितम् ॥१८॥

તે જ્યોતિઓનું પણ જ્યોતિ છે, અને (અજ્ઞાનરૂપ) અંધકારથી પર કહેવાય છે; તે જ જ્ઞાનરૂપે છે, તે જ જાણવા યોગ્ય છે અને જ્ઞાનથી જેને જાણી શકાય છે તે પણ તે જ છે અને સર્વના હૃદયમાં રહેલું છે. ૧૮

इति क्षेत्रं तथा ज्ञानं ज्ञेयं चोक्तं समासतः ।
मद्भक्त एतद्विज्ञाय मद्भावायोपपद्यते ॥ १९॥

આ પ્રમાણે મેં ક્ષેત્ર, જ્ઞાન અને જાણવા યોગ્ય તત્ત્વ સંક્ષેપમાં કહ્યું. આ જાણીને મારો ભક્ત મારા સ્વરૂપને પામવા યોગ્ય બને છે.

प्रकृतिं पुरुषं चैव विद्ध्यनादी उभावपि ।
विकारांश्च गुणांश्चैव विद्धि प्रकृतिसंभवान् ॥२०॥

પ્રકૃતિ અને પુરુષ એ બન્નેને પણ તું અનાદિ જાણ; તથા (રાગદ્વેષાદિ) વિકારો તથા (સત્વાદિ) ગુણોને પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા જાણ. ૨૦

कार्यकारणकर्तृत्वे हेतुः प्रकृतिरुच्यते ।
पुरुषः सुखदुःखानां भोक्तृत्वे हेतुरुच्यते ॥२१॥

કાર્ય અને કારણના કર્તાપણામાં પ્રકૃતિને હેતુ કહેવામાં આવે છે. અને પુરુષ એટલે જીવાત્મા સુખદુઃખના ભોક્તાપણામાં હેતુ કહેવાય છે. ૨૧

पुरुषः प्रकृतिस्थो हि भुङ्क्ते प्रकृतिजान्गुणान् ।
कारणं गुणसङ्गोऽस्य सदसद्योनिजन्मसु ॥२२॥

જીવાત્મા પ્રકૃતિમાં રહીને જ પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા ગુણોને ભોગવે છે, અને આ ગુણોનો સંગ જીવાત્માને સારી-નરસી યોનિઓમાં જન્મ થવામાં કારણ છે. ૨૨

उपद्रष्टानुमन्ता च भर्ता भोक्ता महेश्वरः ।
परमात्मेति चाप्युक्तो देहेऽस्मिन्पुरुषः परः ॥२३॥

આ પુરુષ ( જીવાત્મા ) દેહથી પર હોવા છતાં દેહમાં સાક્ષીરૂપે રહેલો છે, તેમ જ તે જ સર્વ ક્રિયાની અનુમતિ આપનાર, સર્વનું ધારણ–પોષણ કરનાર, સુખદુઃખનો ભોક્તા તથા ( બ્રહ્મા વગેરેનો પણ સ્વામી હોવાથી ) મહેશ્વર અને (શુદ્ધ સચ્ચિદાનંદરૂપ હોવાથી ) પરમાત્મા પણ કહેવાય છે. ૨૩

**य एवं वेत्ति पुरुषं प्रकृतिं च गुणैः सह ।**
**सर्वथा वर्तमानोऽपि न स भूयोऽभिजायते ॥२४॥**

જે આ પ્રમાણે પુરુષને તથા ગુણો એટલે વિકારો સહિત પ્રકૃતિને જાણે છે, તે હરેક રીતે ( કર્તવ્ય ) કર્મ કરતો છતાં ફરી જન્મતો નથી.

**ध्यानेनात्मनि पश्यन्ति केचिदात्मानमात्मना ।**
**अन्ये सांख्येन योगेन कर्मयोगेन चापरे ॥२५॥**

આ પરમાત્માને કેટલાક મનુષ્યો શુદ્ધ થયેલી બુદ્ધિથી ધ્યાન દ્વારા પોતામાં જુએ છે. કેટલાક જ્ઞાનયોગ દ્વારા અને કેટલાક કર્મયોગ દ્વારા જુએ છે. ૨૫

अन्ये त्वेवमजानन्तः श्रुत्वान्येभ्य उपासते ।
तेऽपि चातितरन्त्येव मृत्युं श्रुतिपरायणाः ॥२६॥

પરંતુ આ પ્રમાણે નહિ જાણુનારાઓ બીજા કેટલાક પાસેથી (ઉપદેશ) સાંભળીને ઉપાસના કરે છે અને શ્રવણપરાયણ (સાધકો) મૃત્યુરૂપ સંસારને તરી જાય છે. ૨૬

यावत्संजायते किंचित्सत्त्वं स्थावरजङ्गमम् ।
क्षेत्रक्षेत्रज्ञसंयोगात्तद्विद्धि भरतर्षभ ॥२७॥

હે ભરતશ્રેષ્ઠ! જે કંઈ સ્થાવર-જંગમ વસ્તુ ઉત્પન્ન થાય છે, તે ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞના સંયોગથી જન્મે છે, એમ તું જાણ. ૨૭

समं सर्वेषु भूतेषु तिष्ठन्तं परमेश्वरम् ।
विनश्यत्स्वविनश्यन्तं यः पश्यति स पश्यति ॥२८

જે નાશ પામી રહેલાં બધાં અચર-ચર ભૂતોમાં નાશરહિત અને સમાન રીતે રહેલા પરમેશ્વરને જુએ છે તે જ યથાર્થ જુએ છે. ૨૮

समं पश्यन्हि सर्वत्र समवस्थितमीश्वरम् ।
न हिनस्त्यात्मनात्मानं ततो याति परां गतिम् ॥२९

તે પુરુષ સર્વમાં સમભાવથી રહેલા પરમેશ્વરને સમાન રીતે જોતો પોતા વડે પોતાનો નાશ કરતો નથી (અર્થાત્ રાગ દ્વેષ વગેરે વિકારોને વશ થતો નથી.) અને પરમ ગતિને પ્રાપ્ત થાય છે. ૨૯

**प्रकृत्यैव च कर्माणि क्रियमाणानि सर्वशः ।**
**य पश्यति तथात्मानमकर्तारं स पश्यति ॥३०॥**

જે (મનુષ્ય) સર્વ પ્રકારનાં કર્મોને પ્રકૃતિ દ્વારા જ થતાં જુએ છે અને આત્માને અકર્તા જુએ છે, તે જ યથાર્થ જુએ છે. ૩૦

**यदा भूतपृथग्भावमेकस्थमनुपश्यति ।**
**तत एव च विस्तारं ब्रह्म संपद्यते तदा ॥३१॥**

(મનુષ્ય) જ્યારે જુદાં જુદાં પ્રાણી–પદાર્થોને એક પરમાત્મામાં જ રહેલાં જુએ છે અને તે પરમાત્મામાંથી જ સર્વનો વિસ્તાર થયેલો જુએ છે, ત્યારે તે બ્રહ્મરૂપ થાય છે. ૩૧

अनादित्वान्निर्गुणत्वात्परमात्मायमव्ययः ।
शरीरस्थोऽपि कौन्तेय न करोति न लिप्यते ॥३२

અનાદિ તથા નિર્ગુણ હોવાથી આ અવિનાશી પરમાત્મા શરીરમાં રહેલો હોવા છતાં વાસ્તવિક રીતે પોતે કશું કરતો નથી અને કશાથી લેપાતો નથી. ૩૨

यथा सर्वगतं सौक्ष्म्यादाकाशं नोपलिप्यते ।
सर्वत्रावस्थिता देहे तथात्मा नोपलिप्यते ॥३३॥

જેમ સર્વમાં રહેલું આકાશ સૂક્ષ્મપણાને લીધે લેપાતું નથી, તેમ બધા દેહોમાં રહેલો આત્મા લેપાતો નથી. ૩૩

यथा प्रकाशयत्येकः कृत्स्नं लोकमिमं रविः ।
क्षेत्रं क्षेत्री तथा कृत्स्नं प्रकाशयति भारत ॥३४॥

હે ભારત! જેમ એક સૂર્ય આ સર્વ લોકને પ્રકાશમાન કરે છે, તેમ એક જ આત્મા સમસ્ત ક્ષેત્રને પ્રકાશમાન કરે છે. ૩૪

क्षेत्रक्षेत्रज्ञयोरेवमन्तरं ज्ञानचक्षुषा ।
भूतप्रकृतिमोक्षं च ये विदुर्यान्ति ते परम् ॥३५॥

આ પ્રમાણે ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞના ભેદને તથા પ્રકૃતિથી ( બંધનમાંથી ) પ્રાણીનો મોક્ષ કેમ થાય એને જેઓ જ્ઞાનદૃષ્ટિ વડે જાણી લે છે, તેઓ પરમાત્માને પ્રાપ્ત થાય છે. ૩૫

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे क्षेत्रक्षेत्रज्ञविभागयोगो नाम त्रयोदशोऽध्यायः ॥१३॥

એ પ્રમાણે ઉપનિષદ, બ્રહ્મવિદ્યા તથા યોગશાસ્ત્ર રૂપ શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં શ્રીકૃષ્ણ તથા અર્જુનના સંવાદ વિષે 'ક્ષેત્રક્ષેત્રજ્ઞવિભાગયોગ' નામનો ૧૩મો અધ્યાય સંપૂર્ણ

# अध्याय १४ मो–गुणत्रयविभागयोग

श्रीभगवानुवाच । શ્રીભગવાન બોલ્યા:

परं भूयः प्रवक्ष्यामि ज्ञानानां ज्ञानमुत्तमम् ।
यज्ज्ञात्वा मुनयः सर्वे परां सिद्धिमितो गताः ॥१॥

સર્વ જ્ઞાનોમાં જે ઉત્તમ જ્ઞાન છે, જેને જાણીને મુનિજનો અહીંથી (આ સંસારથી) મુક્ત થઈ પરમ સિદ્ધિને પામ્યા છે, તે જ્ઞાન હું તને ફરીથી કહીશ. ૧

इदं ज्ञानमुपाश्रित्य मम साधर्म्यमागताः ।
सर्गेऽपि नोपजायन्ते प्रलये न व्यथन्ति च ॥२॥

આ જ્ઞાનનો આશ્રય લેવાથી જેઓ મારા સ્વરૂપને પામ્યા છે, તેઓ સંસારની ઉત્પત્તિ વખતે પણ જન્મ પામતા નથી અને પ્રલયકાળે તેમને કશી વ્યાકુળતા થતી નથી. ૨

मम योनिर्महद्ब्रह्म तस्मिन्गर्भं दधाम्यहम् ।
संभवः सर्वभूतानां ततो भवति भारत ॥ ३ ॥

હે ભારત! મારી અવ્યક્ત પ્રકૃતિ સર્વ ભૂતોની યોનિ (ઉત્પત્તિસ્થાન) છે. તેમાં હું (ચેતનના અંશરૂપ) ગર્ભ મૂકું છું, તેનાથી સર્વ ભૂતોની ઉત્પત્તિ થાય છે. ૩

**सर्वयोनिषु कौन्तेय मूर्तयः संभवन्ति याः।**
**तासां ब्रह्म महद्योनिरहं बीजप्रदः पिता ॥४॥**

હે કુંતીપુત્ર! સર્વ યોનિઓમાં જે શરીરો ઉત્પન્ન થાય છે, તેઓનું ઉત્પત્તિસ્થાન મહદ્બ્રહ્મ-પ્રકૃતિ છે અને હું (તેમાં) ચેતનના અંશરૂપ બીજ સ્થાપન કરનાર સર્વનો પિતા છું. ૪

**सत्त्वं रजस्तम इति गुणाः प्रकृतिसंभवाः।**
**निबध्नन्ति महाबाहो देहे देहिनमव्ययम् ॥५॥**

હે મહાબાહો! પ્રકૃતિથી ઉત્પન્ન થતા સત્ત્વ, રજસ્ અને તમસ્–એ ગુણો અવિનાશી જીવાત્માને દેહમાં બાંધે છે. ૫

**तत्र सत्त्वं निर्मलत्वात्प्रकाशकमनामयम्।**
**सुखसङ्गेन बध्नाति ज्ञानसङ्गेन चानघ ॥६॥**

हे निष्पाप ! तेमां सत्त्वगुण निर्मळ होवाथी ( बुद्धिनो ) प्रकाश करनार अने दोषरहित छे; ते सुख तथा ज्ञानना संगथी ( जीवने ) बंधन करे छे.

रजो रागात्मकं विद्धि तृष्णासङ्गसमुद्भवम् ।
तन्निबध्नाति कौन्तेय कर्मसङ्गेन देहिनम् ॥ ७ ॥

हे अर्जुन ! रागरूप रजोगुण, तृष्णा अने आसक्तिथी उत्पन्न थाय छे ते जीवने कर्मोनी साथे बांधे छे. ७

तमस्त्वज्ञानजं विद्धि मोहनं सर्वदेहिनाम् ।
प्रमादालस्यनिद्राभिस्तन्निबध्नाति भारत ॥ ८ ॥

हे भरतवंशी ! सर्व जीवोने मोह पमाडनार तमोगुणने अज्ञानथी उपजेलो तुं जाण; ते प्रमाद, आळस ने निद्रा वडे ( जीवने ) बांधे छे.

सत्त्वं सुखे संजयति रजः कर्मणि भारत ।
ज्ञानमावृत्य तु तमः प्रमादे संजयत्युत ॥ ९ ॥

हे भारत ! सत्त्वगुण सुखमां अने रजोगुण कर्ममां जोडे छे; पण तमोगुण ज्ञानने ढांकी दई प्रमादमां जोडे छे. ९

रजस्तमश्चाभिभूय सत्त्वं भवति भारत।
रजः सत्त्वं तमश्चैव तमः सत्त्वं रजस्तथा ॥ १० ॥

હે ભારત! રજોગુણ તથા તમોગુણને દબાવી સત્ત્વગુણ વધે છે; સત્ત્વગુણ અને તમોગુણને દબાવી રજોગુણ વધે છે; તેમ જ સત્ત્વગુણ તથા રજોગુણને દબાવી તમોગુણ વધે છે. ૧૦

सर्वद्वारेषु देहेऽस्मिन्प्रकाश उपजायते।
ज्ञानं यदा तदा विद्याद्विवृद्धं सत्त्वमित्युत ॥११॥

જે વખતે આ દેહમાં અંતઃકરણને ઇંદ્રિયરૂપી દ્વારોમાં જ્ઞાન અને વિવેક પ્રકટે છે, ત્યારે સત્ત્વ-ગુણની વૃદ્ધિ થયેલી જાણવી. ૧૧

लोभः प्रवृत्तिरारम्भः कर्मणामशमः स्पृहा।
रजस्येतानि जायन्ते विवृद्धे भरतर्षभ ॥ १२ ॥

અને હે ભરતશ્રેષ્ઠ! રજોગુણ વધ્યો હોય ત્યારે લોભ, પ્રવૃત્તિ, (સકામ ભાવથી) કર્મોનો આરંભ, અશાંતિ અને (ભોગની ઇચ્છા) ઊપજે છે. ૧૨

अप्रकाशोऽप्रवृत्तिश्च प्रमादो मोह एव च।
तमस्येतानि जायन्ते विवृद्धे कुरुनन्दन ॥ १३ ॥

તથા હે કુરુનંદન! અપ્રકાશ, અપ્રવૃત્તિ, પ્રમાદ તેમ જ મોહ—આ તમોગુણ વધ્યો હોય, ત્યારે ઊપજે છે. ૧૩

**यदा सत्त्वे प्रवृद्धे तु प्रलयं याति देहभृत्।**
**तदोत्तमविदां लोकानमलान्प्रतिपद्यते ॥ १४ ॥**

જ્યારે સત્ત્વગુણની વૃદ્ધિ થઈ હોય, ત્યારે દેહધારી પ્રાણી મૃત્યુ પામે તો ઉત્તમ જ્ઞાનીઓના નિર્મળ લોકને તે પામે છે. ૧૪

**रजसि प्रलयं गत्वा कर्मसङ्गिषु जायते।**
**तथा प्रलीनस्तमसि मूढयोनिषु जायते ॥ १५ ॥**

રજોગુણમાં મૃત્યુ પામીને કર્મમાં આસક્તિવાળા લોકમાં જન્મે છે; અને તમોગુણમાં મૃત્યુ પામનાર મૂઢયોનિમાં (પશુ-પક્ષી સ્થાવર આદિમાં) જન્મ પામે છે. ૧૫

**कर्मणः सुकृतस्याहुः सात्त्विकं निर्मलं फलम्।**
**रजसस्तु फलं दुःखमज्ञानं तमसः फलम् ॥ १६ ॥**

(વિદ્વાનો) સાત્ત્વિક કર્મનું ફળ સાત્ત્વિક અને નિર્મળ કહે છે; પણ રાજસ કર્મનું ફળ

દુઃખ અને તામસ કર્મનું ફળ અજ્ઞાન કહે છે. ૧૬

सत्त्वात्संजायते ज्ञानं रजसो लोभ एव च ।
प्रमादमोहौ तमसो भवतोऽज्ञानमेव च ॥ १७॥

સત્ત્વગુણથી જ્ઞાન, રજોગુણથી લોભ અને તમોગુણથી પ્રમાદ, મોહ ને અજ્ઞાન ઊપજે છે.૧૭

ऊर्ध्वं गच्छन्ति सत्त्वस्था मध्ये तिष्ठन्ति राजसाः ।
जघन्यगुणवृत्तिस्था अधो गच्छन्ति तामसाः ॥१८

સત્ત્વગુણમાં રહેલા ઉપર (ઉચ્ચ ગતિમાં) જાય છે, રજોગુણીઓ મધ્ય(મનુષ્યત્વ)માં રહે છે અને અધમ તમોગુણની વૃત્તિમાં રહેલાઓ નીચે (અધોગતિમાં) જાય છે. ૧૮

नान्यं गुणेभ्यः कर्तारं यदा द्रष्टानुपश्यति ।
गुणेभ्यश्च परं वेत्ति मद्भावं सोऽधिगच्छति ॥१९

જ્યારે જ્ઞાની મનુષ્ય (ત્રણ) ગુણો સિવાય બીજો કોઈ કર્તા નથી એમ જુએ છે અને પોતાને ગુણોથી પર રહેલો જાણે છે, ત્યારે તે મારા સ્વરૂપને પામે છે. ૧૯

गुणानेतानतीत्य त्रीन्देही देहसमुद्भवान् ।
जन्ममृत्युजरादुःखैर्विमुक्तोऽमृतमश्नुते ॥ २० ॥

મનુષ્ય આ શરીરની ઉત્પત્તિના કારણરૂપ ત્રણ ગુણોને તરી જઈને જન્મ, મૃત્યુ, વૃદ્ધાવસ્થા અને દુઃખોથી મુક્ત થઈ અમૃત અર્થાત્ અમરપણાનો અનુભવ કરે છે—પરમ સ્વરૂપને પામે છે.

अर्जुन उवाच । અર્જુન બોલ્યો :

कैर्लिङ्गैस्त्रीन्गुणानेतानतीतो भवति प्रभो ।
किमाचारः कथं चैतांस्त्रीन्गुणानतिवर्तते ॥ २१ ॥

આ ત્રણ ગુણોથી પર થયેલા મનુષ્યનાં કેવાં લક્ષણો હોય, તેનો આચાર કેવો હોય તથા ક્યાં ઉપાયથી મનુષ્ય આ ત્રણ ગુણોથી પર થઈ શકે ?

श्रीभगवानुवाच । શ્રીભગવાન બોલ્યા :

प्रकाशं च प्रवृत्तिं च मोहमेव च पाण्डव ।
न द्वेष्टि संप्रवृत्तानि न निवृत्तानि काङ्क्षति ॥ २२
उदासीनवदासीनो गुणैर्यो न विचाल्यते ।
गुणा वर्तन्त इत्येव योऽवतिष्ठति नेङ्गते ॥ २३ ॥

समदुःखसुखः स्वस्थः समलोष्टाश्मकाञ्चनः ।
तुल्यप्रियाप्रियो धीरस्तुल्यनिन्दात्मसंस्तुतिः ॥
मानापमानयोस्तुल्यस्तुल्यो मित्रारिपक्षयोः ।
सर्वारम्भपरित्यागी गुणातीतः स उच्यते ॥२५॥

હે અર્જુન ! જે મનુષ્ય સત્ત્વ, રજસ્ અને તમોગુણથી થનારાં પ્રકાશ, પ્રવૃત્તિ અને મોહ પ્રાપ્ત થતાં તેમનાથી દુઃખ નથી માનતો અને તે નિવૃત્ત થતાં તેમની ઇચ્છા નથી કરતો અને ઉદાસીનની-તટસ્થની પેઠે સ્થિર રહે છે, ગુણોથી વિચલિત થતો નથી, ગુણો જ ગુણોમાં વર્તે છે એમ માનીને સ્વસ્થ રહે છે, સ્વરૂપના ભાનમાંથી ખસતો નથી, સુખ-દુઃખને સમાન સમજે છે, માટી, પથ્થર તથા સોનું જેને સમાન છે, તથા પ્રિય અને અપ્રિયમાં, નિંદા અને સ્તુતિમાં, માન અને અપમાનમાં તથા શત્રુપક્ષ અને મિત્રપક્ષમાં સમભાવે વર્તે છે, બધાં કર્મોમાં કર્તાપણાના અભિમાનથી રહિત છે, તે મનુષ્ય ત્રણ ગુણથી પર થયેલો-ગુણાતીત કહેવાય છે. ૨૨-૨૫

मां च योऽव्यभिचारेण भक्तियोगेन सेवते ।
स गुणान्समतीत्यैतान्ब्रह्मभूयाय कल्पते ॥ २६ ॥

જે મનુષ્ય અસ્ખલિત ભક્તિયોગ વડે મને સેવે છે, તે આ ત્રણ ગુણોથી પર થઈ બ્રહ્મભાવ પામવા યોગ્ય બને છે. ૨૬

ब्रह्मणो हि प्रतिष्ठाहममृतस्याव्ययस्य च ।
शाश्वतस्य च धर्मस्य सुखस्यैकान्तिकस्य च ॥२७

આ બ્રહ્મની સ્થિતિ તે હું છું, અવિનાશી અમરતા–મોક્ષનું સ્વરૂપ પણ હું છું અને સનાતન ધર્મનો તથા અનંત અખંડ એકરસ સુખનો–આનંદનો આશ્રય હું છું. ૨૭

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे गुणत्रयविभागयोगो नाम चतुर्दशोऽध्यायः ॥

એ પ્રમાણે ઉપનિષદ, બ્રહ્મવિદ્યા તથા યોગશાસ્ત્રરૂપ શ્રીમદ્ ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણ તથા અર્જુનના સંવાદ વિષે
'ગુણત્રય–વિભાગયોગ' નામનો
૧૪ મો અધ્યાય સંપૂર્ણ

# अध्याय १५ मो–पुरुषोत्तमयोग

श्रीभगवानुवाच ॥ શ્રીભગવાન બોલ્યા:

ऊर्ध्वमूलमधःशाखमश्वत्थं प्राहुरव्ययम् ।
छन्दांसि यस्य पर्णानि यस्तं वेद स वेदवित् ॥१॥

જેનું આદિપુરુષ પરમાત્મારૂપ મૂળ ઊર્ધ્વ છે અને બ્રહ્માથી લઈ સ્થાવર–જંગમ સૃષ્ટિરૂપ નીચે વિસ્તરેલી જેની શાખાઓ છે; છંદો જેનાં પાંદડાં છે એવા આ સંસારને અશ્વત્થવૃક્ષરૂપે કહેલો છે. જે તેને જાણે છે તે વેદને જાણનારો છે. ૧

अधश्चोर्ध्वं प्रसृतास्तस्य शाखा
गुणप्रवृद्धा विषयप्रवालाः ।
अधश्च मूलान्यनुसंततानि
कर्मानुबन्धीनि मनुष्यलोके ॥ २ ॥

આ સંસારરૂપ વૃક્ષની ત્રણ ગુણોથી વૃદ્ધિ પામેલી, વિષયભોગરૂપ કૂંપળોવાળી શાખાઓ (દેવો, મનુષ્યો અને પશુપક્ષીઓરૂપે) ઊંચે તથા

નીચે ફેલાયેલી છે. વિષયોની ઇચ્છારૂપ કર્મનાં બંધનોવાળાં એનાં મૂળ (અહંતા–મમતા–તૃષ્ણા-રૂપે) નીચે મનુષ્યલોકમાં ફેલાયેલાં છે. ૨

न रूपमस्येह तथोपलभ्यते
नान्तो न चादिर्न च संप्रतिष्ठा ।
अश्वत्थमेनं सुविरूढमूल-
मसङ्गशस्त्रेण दृढेन छित्त्वा ॥ ३ ॥
ततः पदं तत्परिमार्गितव्यं
यस्मिन्गता न निवर्तन्ति भूयः ।
तमेव चाद्यं पुरुषं प्रपद्ये
यतः प्रवृत्तिः प्रसृता पुराणी ॥ ४ ॥

(આ સંસારરૂપ વૃક્ષ પ્રતિક્ષણ વિનાશી હોવાથી) આનું કોઈ ચોક્કસ પ્રકારનું સ્થિર રૂપ જણાતું નથી. આ સંસારનો સર્વાંશે અંત થતો જણાતો નથી; તેમ જ સંપૂર્ણરૂપે તેની ઉત્પત્તિ અને સ્થિતિ પણ જોઈ શકાતી નથી. એવા આ અનંત મૂળવાળા નશ્વર સંસારવૃક્ષને અનાસક્તિ-રૂપ મજબૂત શસ્ત્રથી આપણી અંદરથી કાપી

નાખીને (એટલે સંસારની વાસનાઓથી મુક્ત થઈને) પછી એવું પદ શોધવું જોઈએ કે જ્યાં ગયેલા જીવો જન્મમરણરૂપ આ સંસારમાં પાછા આવતા નથી. તે પરમ પદને પ્રાપ્ત કરવા માટે તે આદિ પુરુષ પરમાત્માના શરણે જવું કે જેનાથી આ અનાદિ સંસારની પ્રવૃત્તિ વિસ્તાર પામી છે.

निर्मानमोहा जितसङ्गदोषा
अध्यात्मनित्या विनिवृत्तकामाः ।
द्वन्द्वैर्विमुक्ताः सुखदुःखसंज्ञै-
र्गच्छन्त्यमूढाः पदमव्ययं तत् ॥५॥

જે મનુષ્યો માન અને મોહથી રહિત છે, જેમણે આસક્તિરૂપ દોષને જીત્યો છે, જેઓ કામનાઓ છોડીને નિત્ય આત્મસ્વરૂપના ચિંતન-માં રહે છે, જેઓ સુખ–દુઃખ વગેરે દ્વંદ્વોથી પર થયેલા છે, તેવા વિવેકી જનો તે અવિનાશી પદને પામે છે. ૫

न तद्भासयते सूर्यो न शशाङ्को न पावकः ।
यद्गत्वा न निवर्तन्ते तद्धाम परमं मम ॥६॥

તે પદને સૂર્ય, ચંદ્ર કે અગ્નિ પ્રકાશિત કરી શકતા નથી. જે પદને પામી (મુમુક્ષુઓ) પાછા ફરતા નથી તે મારું પરમ ધામ છે. ૬

मममैवांशो जीवलोके जीवभूतः सनातनः ।
मनःषष्ठानीन्द्रियाणि प्रकृतिस्थानि कर्षति ॥७॥
शरीरं यदवाप्नोति यच्चाप्युत्क्रामतीश्वरः ।
गृहीत्वैतानि संयाति वायुर्गन्धानिवाशयात् ॥८॥
श्रोत्रं चक्षुः स्पर्शनं च रसनं घ्राणमेव च ।
अधिष्ठाय मनश्चायं विषयानुपसेवते ॥९॥

આ જીવલોકમાં મારો જ સનાતન અંશ, જીવ થઈને પ્રકૃતિમાં રહેલી પાંચ ઇંદ્રિયો અને મનને (પોતાના તરફ) આકર્ષે છે. એ જીવ જ્યારે એક શરીર છોડીને બીજા શરીરમાં જાય છે, ત્યારે વાયુ જેમ આજુબાજુના પદાર્થોની ગંધ લઈને આગળ જાય છે, તેમ છોડેલા શરીરની વાસનાઓ અને મન તથા ઇંદ્રિયોને લઈને જ બીજા શરીરમાં જાય છે. અને ત્યાં કાન, આંખ, સ્પર્શેંદ્રિય, જીભ, નાક તથા મનને ધારણ કરી

આ (જીવાત્મા) વિષયોને સેવે છે. ૭-૯

उत्क्रामन्तं स्थितं वापि भुञ्जानं वा गुणान्वितम् ।
विमूढा नानुपश्यन्ति पश्यन्ति ज्ञानचक्षुषः ॥१०॥

(સત્ત્વ વગેરે) ગુણોની સાથે જોડાયેલો આ જીવાત્મા શરીરને તેમજ વિષયોને છોડે છે અને ભોગવે છે. તેની આ ક્રિયાઓને મૂઢ બુદ્ધિવાળા જનો જોઈ શકતા નથી, પણ જ્ઞાનદૃષ્ટિવાળા વિવેકીઓ જોઈ શકે છે. ૧૦

यतन्तो योगिनश्चैनं पश्यन्त्यात्मन्यवस्थितम् ।
यतन्तोऽप्यकृतात्मानो नैनं पश्यन्त्यचेतसः ॥११॥

વળી યત્ન કરનારા યોગીઓ (પણ) શરીરમાં રહેલા આ (ઈશ્વરી) અંશને જોઈ શકે છે; પરંતુ અશુદ્ધ અંતઃકરણવાળા અજ્ઞાનીઓ યત્ન કરતાં છતાં પણ એને જોઈ શકતા નથી. ૧૧

यदादित्यगतं तेजो जगद्भासयतेऽखिलम् ।
यच्चन्द्रमसि यच्चाग्नौ तत्तेजो विद्धि मामकम् ॥१२॥

સૂર્યમાં રહેલું જે તેજ સમગ્ર જગતને પ્રકાશિત કરે છે અને જે તેજ ચંદ્રમાં તથા

અગ્નિમાં છે, તેને તું મારું તેજ જાણ. ૧૨

गामाविश्य च भूतानि धारयाम्यहमोजसा।
पुष्णामि चौषधीः सर्वाः सोमो भूत्वा रसात्मकः॥

અને હું જ પૃથ્વીમાં પ્રવેશ કરીને મારી શક્તિ વડે સર્વ પ્રાણીઓને ધારણ કરું છું તથા રસરૂપ ચંદ્ર થઈને સર્વ વનસ્પતિઓને પોષણ આપું છું. ૧૩

अहं वैश्वानरो भूत्वा प्राणिनां देहमाश्रितः।
प्राणापानसमायुक्तः पचाम्यन्नं चतुर्विधम् ॥१४॥

હું જઠરાગ્નિ થઈ પ્રાણીઓનાં શરીરમાં રહી પ્રાણ તથા અપાન વાયુથી યુક્ત થઈ ચાર પ્રકારનું અન્ન પચાવું છું. ૧૪

सर्वस्य चाहं हृदि संनिविष्टो
मत्तः स्मृतिर्ज्ञानमपोहनं च।
वेदैश्च सर्वैरहमेव वेद्यो
वेदान्तकृद्वेदविदेव चाहम् ॥१५॥

હું સર્વના હૃદયમાં (અંતર્યામીરૂપે) રહેલો

છું; અને મારે લીધે સ્મૃતિ, જ્ઞાન અને તેનો અભાવ (વિસ્મરણ તથા અજ્ઞાન) થાય છે; સર્વ વેદો વડે જાણવા યોગ્ય હું જ છું તથા વેદાંતશાસ્ત્રનો કર્તા અને વેદોને જાણનારો હું જ છું.

**द्वाविमौ पुरुषौ लोके क्षरश्चाक्षर एव च ।**
**क्षरः सर्वाणि भूतानि कूटस्थोऽक्षर उच्यते ॥१६॥**

આ લોકમાં ક્ષર—નાશવંત અને અક્ષર—અવિનાશી એવા બે પુરુષો છે. તેમાં સર્વ ભૂતો એ નાશવંત પુરુષ છે. તેમનામાં રહેલો જે અંતર્યામી (કૂટસ્થ) પુરુષ તે અક્ષર—અવિનાશી કહેવાય છે.

**उत्तमः पुरुषस्त्वन्यः परमात्मेत्युदाहृतः ।**
**यो लोकत्रयमाविश्य बिभर्त्यव्यय ईश्वरः ॥१७॥**

પરંતુ આ ક્ષર અને અક્ષર બન્નેથી ઉત્તમ પુરુષ તો બીજો જ છે. તે પરમાત્મા કહેવાય છે. તે અવિનાશી ઈશ્વર ત્રણે લોકમાં પ્રવેશ કરીને સર્વનું ધારણ—પોષણ કરે છે. ૧૭

**यस्मात्क्षरमतीतोऽहमक्षरादपि चोत्तमः ।**
**अतोऽस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः ॥१८**

હું આ ક્ષરથી પર છું અને અક્ષરથી પણ ઉત્તમ છું; તેથી લોકમાં અને વેદમાં હું 'પુરુષોત્તમ' (એ નામથી) પ્રસિદ્ધ છું. ૧૮

**यो मामेवमसंमूढो जानाति पुरुषोत्तमम् ।**
**स सर्वविद्भजति मां सर्वभावेन भारत ॥१९॥**

હે ભારત! જે મનુષ્ય મોહ વિનાનો થઈ મને આ પ્રમાણે 'પુરુષોત્તમ' સ્વરૂપે જાણે છે, તે સર્વજ્ઞ હોઈ મને સર્વ ભાવથી ભજે છે.

**इति गुह्यतमं शास्त्रमिदमुक्तं मयानघ ।**
**एतद्बुद्ध्वा बुद्धिमान्स्यात्कृतकृत्यश्च भारत ॥२०॥**

હે નિષ્પાપ અર્જુન! એ પ્રમાણે આ અત્યંત ગુહ્ય (અધ્યાત્મ) શાસ્ત્ર મેં તને કહ્યું; આને જાણી (મનુષ્ય) બુદ્ધિમાન તથા કૃતાર્થ થાય છે. ૨૦

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे पुरुषोत्तमयोगो नाम पञ्चदशोऽध्यायः ॥

એ પ્રમાણે ઉપનિષદ્, બ્રહ્મવિદ્યા તથા યોગશાસ્ત્રરૂપ
શ્રીમદ્ ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણ તથા અર્જુનના
સંવાદ વિષે 'પુરુષોત્તમયોગ' નામનો
૧૫ મો અધ્યાય સંપૂર્ણ

# अध्याय १६ मो–दैवासुरसंपद्विभागयोग

श्रीभगवानुवाच । શ્રીભગવાન બોલ્યા :

अभयं सत्त्वसंशुद्धिर्ज्ञानयोगव्यवस्थितिः ।
दानं दमश्च यज्ञश्च स्वाध्यायस्तप आर्जवम् ॥१॥
अहिंसा सत्यमक्रोधस्त्यागः शान्तिरपैशुनम् ।
दया भूतेष्वलोलुप्त्वं मार्दवं ह्रीरचापलम् ॥२॥
तेजः क्षमाः धृतिः शौचमद्रोहो नातिमानिता ।
भवन्ति संपदं दैवीमभिजातस्य भारत ॥३॥

નિર્ભયતા, અંતઃકરણની શુદ્ધિ, જ્ઞાન (અને) યોગને વિષે નિષ્ઠા, દાન, ઇંદ્રિયો પર કાબૂ, યજ્ઞ, સ્વાધ્યાય, તપ, સરળતા, અહિંસા, સત્ય, અક્રોધ, (કર્મફળનો) ત્યાગ, શાંતિ, ચાડીરહિતપણું, પ્રાણીઓ પર દયા, અલોલુપતા, મૃદુતા, લજ્જા, અચંચળતા, તેજ, ક્ષમા, ધૈર્ય, પવિત્રતા, અદ્રોહ અને અભિમાનનો ત્યાગ આ (૨૬ ગુણો) હે અર્જુન! દૈવી સંપત્તિ તરફ વળેલા મનુષ્યમાં ઉત્પન્ન થાય છે. ૧–૩

दम्भो दर्पोऽभिमानश्च क्रोधः पारुष्यमेव च ।
अज्ञानं चाभिजातस्य पार्थ संपदमासुरीम् ॥

હે પાર્થ ! દંભ, ગર્વ, અભિમાન, ક્રોધ, કઠોરતા અને અજ્ઞાન–આ ગુણો આસુરી સંપત્તિ તરફ વળેલા મનુષ્યોમાં ઉત્પન્ન થાય છે. ૪

दैवी संपद्विमोक्षाय निबन्धायासुरी मता ।
मा शुचः संपदं दैवीमभिजातोऽसि पाण्डव ॥५॥

દૈવીસંપત્તિ મોક્ષ આપનારી અને આસુરી સંપત્તિ બંધનમાં નાખનારી મનાઈ છે. હે પાંડવ ! તું દૈવી સંપત્તિને લઈને જન્મ્યો છે; (માટે) શોક ન કર. ૫

द्वौ भूतसर्गौ लोकेऽस्मिन्दैव आसुर एव च ।
दैवो विस्तरशः प्रोक्त आसुरं पार्थ मे शृणु ॥६॥

આ લોકમાં દૈવી તથા આસુરી એમ બે પ્રકારની પ્રાણીઓની સૃષ્ટિ છે; હે પાર્થ ! તેમાં દૈવીસૃષ્ટિ વિસ્તારથી કહી; (હવે) આસુરી સૃષ્ટિ તું મારી પાસેથી સાંભળ. ૬

प्रवृत्तिं च निवृत्तिं च जना न विदुरासुराः ।
न शौचं नापि चाचारो न सत्यं तेषु विद्यते ॥७॥

આસુરી મનુષ્યો પ્રવૃત્તિ કે નિવૃત્તિને (કરવા યોગ્ય અને ન કરવા યોગ્યને) જાણતા નથી; તેઓમાં પવિત્રતા, સદાચાર કે સત્ય હોતાં નથી.

असत्यमप्रतिष्ठं ते जगदाहुरनीश्वरम् ।
अपरस्परसंभूतं किमन्यत्कामहैतुकम् ॥८॥

તેઓ કહે છે કે આ જગત અસત્ય, આધારવિનાનું અને ઈશ્વરવિનાનું છે. કોઈ કારણ કે કાર્યના સંબંધ વિના તે (કેવળ અકસ્માત્) ઉત્પન્ન થયેલું છે. તેથી કેવળ કામનાઓ ભોગવવા સિવાય તેનો બીજો શો હેતુ હોય? ૮

एतां दृष्टिमवष्टभ्य नष्टात्मानोऽल्पबुद्धयः ।
प्रभवन्त्युग्रकर्माणः क्षयाय जगतोऽहिताः ॥९॥

આમ નષ્ટ થયેલ વિવેકવાળા તે અલ્પ બુદ્ધિના લોકો એ પ્રમાણેની દૃષ્ટિ પકડીને ઘોર કર્મો કરતા જગતના શત્રુઓ બની તેનો નાશ કરવા માટે જ મચ્યા રહે છે. ૯

कामामाश्रित्य दुष्पूरं दम्भमानमदान्विताः ।
मोहाद्गृहीत्वासद्ग्राहान्प्रवर्तन्तेऽशुचिव्रताः ॥१०

દંભ, માન અને મદથી ભરાયેલા તે લોકો પૂરી ન કરી શકાય એવી કામનાઓનો આશ્રય લઈ મોહથી ખોટા આગ્રહો પકડીને પાપાચારમાં પ્રવૃત્ત થાય છે. ૧૦

चिन्तामपरिमेयां च प्रलयान्तामुपाश्रिताः ।
कामोपभोगपरमा एतावदिति निश्चिताः ॥ ११ ॥
आशापाशशतैर्बद्धाः कामक्रोधपरायणाः ।
ईहन्ते कामभोगार्थमन्यायेनार्थसञ्चयान् ॥ १२ ॥

દુનિયાના પ્રલય સુધી અથવા પોતાના મરણ સુધી જેનો અંત જ ન આવે એવી અમાપ ચિંતાનો આશ્રય લઈ તેઓ કામ અને ભોગમાં જ પોતાનું સર્વસ્વ છે એમ માનીને તેમાં જ તત્પર રહે છે. સેંકડો આશારૂપી પાશોથી બંધાયેલા તથા કામક્રોધમાં પરાયણ રહેનારા (તેઓ) વિષયભોગો માટે અન્યાયથી ધનના ઢગલા એકઠા કરવાનો પ્રયત્ન કરે છે. ૧૧,૧૨

इदमद्य मया लब्धमिमं प्राप्स्ये मनोरथम् ।
इदमस्तीदमपि मे भविष्यति पुनर्धनम् ॥ १३ ॥
असौ मया हतः शत्रुर्हनिष्ये चापरानपि ।
ईश्वरोऽहमहं भोगी सिद्धोऽहं बलवान्सुखी ॥ १४॥
आढ्योऽभिजनवानस्मि कोऽन्योऽस्ति सदृशो मया ।
यक्ष्ये दास्यामि मोदिष्य इत्यज्ञानविमोहिताः ॥१५
अनेकचित्तविभ्रान्ता मोहजालसमावृताः ।
प्रसक्ताः कामभोगेषु पतन्ति नरकेऽशुचौ ॥१६॥

તેઓ વિચારે છે કે, 'આજે મેં આ મેળવ્યું અને હવે આ મનોરથ સફળ કરીશ. આટલું ધન તો મારી પાસે છે અને ફરી આટલું મેળવીશ. આ શત્રુને મેં માર્યો અને બીજાઓને પણ હું મારીશ. હું મોટો ઐશ્વર્યશાળી છું, હું ભોગો ભોગવનાર છું, હું પ્રતિષ્ઠાવાળો છું, બળવાન છું, સુખી છું, ધનિક છું, કુટુંબકબીલાવાળો—નાત-જાતવાળો—કુળવાન છું, મારા જેવો બીજો કોણ છે? હું યજ્ઞ કરીશ, દાન દઈશ, મોજ કરીશ.' આ રીતે અજ્ઞાનથી મોહિત થયેલા અનેક પ્રકારે

ભ્રમિત ચિત્તવાળા અને મોહજાળથી ઘેરાયેલા, કામ-ભોગમાં અત્યંત આસક્ત થયેલા (તે આસુરી લોકો, અપવિત્ર નરકમાં પડે છે. ૧૩-૧૬

**आत्मसंभाविताः स्तब्धा धनमानमदान्विताः ।**
**यजन्ते नामयज्ञैस्ते दम्भेनाविधिपूर्वकम् ॥१७॥**

પોતાના મનનાં પોતાને શ્રેષ્ઠ માનનારા ઘમંડી પુરુષો ધન અને માનના મદવાળા થઈને દંભથી વિધિ વિનાના માત્ર નામના જ યજ્ઞોથી મને પૂજે છે.

**अहंकारं बलं दर्पं कामं क्रोधं च संश्रिताः ।**
**मामात्मपरदेहेषु प्रद्विषन्तोऽभ्यसूयकाः ॥ १८ ॥**

અહંકાર, બળ, ગર્વ, કામ તથા ક્રોધનો આશ્રય કરીને બીજા લોકોનો દ્વેષ કરનારા તેઓ પોતાના તથા બીજાના દેહમાં (એકરૂપે રહેલા એવા) મારો જ દ્વેષ કરે છે. ૧૮

**तानहं द्विषतः क्रूरान्संसारेषु नराधमान् ।**
**क्षिपाम्यजस्रमशुभानासुरीष्वेव योनिषु ॥ १९ ॥**

તેવા દ્વેષી, ક્રૂર, અમંગળ નરાધમોને હું આ સંસારમાં વારંવાર આસુરી યોનિઓમાં જ

નાખું છું. ૧૯

आसुरीं योनिमापन्ना मूढा जन्मनि जन्मनि ।
मामप्राप्यैव कौन्तेय ततो यान्त्यधमां गतिम् ॥२०॥

હે અર્જુન! આસુરી યોનિને પામેલા તે મૂઢ લોકો મને નહિ પામીને જન્મોજન્મ તેથી પણ વધારે અધમ ગતિ પામે છે. ૨૦

त्रिविधं नरकस्येदं द्वारं नाशनमात्मनः ।
कामः क्रोधस्तथा लोभस्तस्मादेतत्त्रयं त्यजेत् ॥२१

કામ, ક્રોધ તથા લોભ–એ આત્માનો નાશ કરનારું (અર્થાત્ તેને અધોગતિમાં લઈ જનારું) ત્રણ પ્રકારનું નરકનું દ્વાર છે; માટે એ ત્રણને ત્યજી દેવાં જોઈએ. ૨૧

एतैर्विमुक्तः कौन्तेय तमोद्वारैस्त्रिभिर्नरः ।
आचरत्यात्मनः श्रेयस्ततो याति परां गतिम् ॥२२

હે કુંતીપુત્ર! આ ત્રણ પ્રકારના નરકના દ્વારથી મુક્ત થયેલો મનુષ્ય આત્માનું કલ્યાણ આચરે છે; અને તેથી પરમ ગતિ પામે છે. ૨૨

यः शास्त्रविधिमुत्सृज्य वर्तते कामकारतः ।
न स सिद्धिमवाप्नोति न सुखं न परां गतिम् ॥२३

જે (મનુષ્ય) શાસ્ત્રવિધિ છોડી દઈને મનમાની રીતે વર્તે છે, તે સિદ્ધિ, સુખ કે પરમ ગતિ પામતો નથી. ૨૩

तस्माच्छास्त्रं प्रमाणं ते कार्याकार्यव्यवस्थितौ ।
ज्ञात्वा शास्त्रविधानोक्तं कर्म कर्तुमिहार्हसि ॥२४॥

તેથી કરવા યોગ્ય અને ન કરવા યોગ્યનો નિર્ણય કરવામાં તારે માટે શાસ્ત્ર જ પ્રમાણ છે માટે શાસ્ત્રે જે કર્મો કરવાનું વિધાન કરેલું હોય, તે જાણીને તારે કર્મ કરવું એ જ યોગ્ય છે. ૨૪

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे दैवासुरसंपद्विभागयोगो नाम षोडशोऽध्यायः ॥१६॥

એ પ્રમાણે ઉપનિષદ, બ્રહ્મવિદ્યા તથા યોગશાસ્ત્રરૂપ શ્રીમદ્ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણ તથા અર્જુનના સંવાદ વિષે 'દૈવાસુરસંપદ્વિભાગયોગ' નામનો સોળમો અધ્યાય સંપૂર્ણ

# अध्याय १७ मो–श्रद्धात्रयविभागयोग

अर्जुन उवाच । અર્જુન બોલ્યો :

ये शास्त्रविधिमुत्सृज्य यजन्ते श्रद्धयान्विताः ।
तेषां निष्ठा तु का कृष्ण सत्त्वमाहो रजस्तमः ॥१॥

હે કૃષ્ણ! જેઓ શાસ્ત્રવિધિ છોડીને (કેવળ) શ્રદ્ધાયુક્ત થઈને પૂજન વગેરે કરે છે, તેઓની ગતિ કેવી થાય છે? સત્ત્વગુણ, રજોગુણ કે તમોગુણ? ૧

श्रीभगवानुवाच । શ્રીભગવાન બોલ્યા :

त्रिविधा भवति श्रद्धा देहिनां सा स्वभावजा ।
सात्त्विकी राजसी चैव तामसी चेति तां शृणु ॥२॥

મનુષ્યોને સ્વભાવથી જ સાત્ત્વિકી, રાજસી અને તામસી એમ ત્રણ પ્રકારની શ્રદ્ધા હોય છે. તે મારી પાસેથી તું સાંભળ. ૨

सत्त्वानुरूपा सर्वस्य श्रद्धा भवति भारत ।
श्रद्धामयोऽयं पुरुषो यो यच्छ्रद्धः स एव सः ॥३

હે ભારત ! બધા મનુષ્યોની શ્રદ્ધા તેમના અંતઃકરણની શુદ્ધિ અનુસાર હોય છે. દરેક મનુષ્ય શ્રદ્ધામય છે અને જેવી એની શ્રદ્ધા તેવો તે હોય છે. ૩

**यजन्ते सात्त्विका देवान्यक्षरक्षांसि राजसाः ।**
**प्रेतान्भूतगणांश्चान्ये यजन्ते तामसा जनाः ॥४॥**

સાત્ત્વિક મનુષ્યો દેવોને પૂજે છે; રાજસી મનુષ્યો યક્ષો અને રાક્ષસોને પૂજે છે તથા બીજા તામસી લોકો ભૂત-પ્રેત વગેરેને પૂજે છે. ૪

**अशास्त्रविहितं घोरं तप्यन्ते ये तपो जनाः ।**
**दम्भाहंकारसंयुक्ताः कामरागबलान्विताः ॥५॥**
**कर्षयन्तः शरीरस्थं भूतग्राममचेतसः ।**
**मां चैवान्तःशरीरस्थं तान्विद्ध्यासुरनिश्चयान् ॥६॥**

દંભ અને અહંકારવાળા જે મનુષ્યો કામનાઓ અને આસક્તિના બળથી પ્રેરાઈને કેવળ મૂઢતાપૂર્વક શાસ્ત્રે ન કહ્યું હોય તેવું ઘોર તપ કરે છે અને શરીરમાં રહેલાં પાંચ ભૂતોને તથા અંતર્યામી એવા મને પણ કષ્ટ આપે છે. તેમને

તું આસુરી નિશ્ચયોવાળા જાણ. ૫,૬

आहारस्त्वपि सर्वस्य त्रिविधो भवति प्रियः ।
यज्ञस्तपस्तथा दानं तेषां भेदमिमं शृणु ॥७॥

વળી આહાર પણ સૌને ત્રણ પ્રકારનો પ્રિય હોય છે; તેમ જ યજ્ઞ, તપ અને દાન પણ (ત્રણ પ્રકારનાં) હોય છે; તેમનો આ ભેદ તું સાંભળ. ૭

आयुःसत्त्वबलारोग्य-
सुखप्रीतिविवर्धनाः ।
रस्याः स्निग्धाः स्थिरा हृद्या
आहाराः सात्त्विकप्रियाः ॥८॥

આયુષ, સાત્ત્વિકતા, બળ, આરોગ્ય, સુખ અને રુચિ વધારનારા, રસયુક્ત, સ્નિગ્ધ, પૌષ્ટિક અને મનને ગમે એવા આહાર સાત્ત્વિક(મનુષ્યો)ને પ્રિય હોય છે. ૮

कट्वम्ललवणात्युष्णतीक्ष्णरूक्षविदाहिनः ।
आहारा राजसस्येष्टा दुःखशोकामयप्रदाः ॥९॥

કડવા, ખાટા, અતિ ઉષ્ણ, તીખા, લૂખા, દાહ કરનારા આહારો રાજસી(મનુષ્યો)ને પ્રિય

હોય છે; અને તે દુઃખ, શોક તથા રોગ ઉત્પન્ન કરનારા હોય છે. ૯

**यातयामं गतरसं पूति पर्युषितं च यत् ।**
**उच्छिष्टमपि चामेध्यं भोजनं तामसप्रियम् ॥१०॥**

એક પ્રહર વખત સુધી પડી રહેલું, ઊતરી ગયેલું, દુર્ગંધયુક્ત, વાસી, ઉચ્છિષ્ટ અને અપવિત્ર ભોજન તામસી(મનુષ્યો)ને પ્રિય હોય છે. ૧૦

**अफलाकाङ्क्षिभिर्यज्ञो विधिदृष्टो य इज्यते ।**
**यष्टव्यमेवेति मनः समाधाय स सात्त्विकः ॥ ११ ॥**

જે લોકો ફળની આકાંક્ષા રાખતા નથી, પણ 'મારે યજ્ઞ કરવો જોઈએ' એમ મનથી પોતાનું કર્તવ્ય સમજીને જે યજ્ઞ કરે છે તે સાત્ત્વિક છે. ૧૧

**अभिसंधाय तु फलं दम्भार्थमपि चैव यत् ।**
**इज्यते भरतश्रेष्ठ तं यज्ञं विद्धि राजसम् ॥ १२ ॥**

પણ હે ભરતશ્રેષ્ઠ! ફળને લક્ષમાં રાખીને તેમ જ દંભ માટે જે યજ્ઞ કરાય છે, તે તું રાજસ જાણ. ૧૨

**विधिहीनमसृष्टान्नं मन्त्रहीनमदक्षिणम् ।**
**श्रद्धाविरहितं यज्ञं तामसं परिचक्षते ॥ १३ ॥**

અને શાસ્ત્રવિધિરહિત, અન્નદાનરહિત, મંત્રો-રહિત, દક્ષિણારહિત અને શ્રદ્ધારહિત યજ્ઞને તામસ કહે છે. ૧૩

देवद्विजगुरुप्राज्ञपूजनं शौचमार्जवम् ।
ब्रह्मचर्यमहिंसा च शारीरं तप उच्यते ॥ १४ ॥

દેવ, બ્રાહ્મણ, ગુરુ અને વિદ્વાનોનું પૂજન, પવિત્રતા, સરળતા, બ્રહ્મચર્ય અને અહિંસા એ શારીરિક તપ કહેવાય છે. ૧૪

अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियहितं च यत् ।
स्वाध्यायाभ्यसनं चैव वाङ्मयं तप उच्यते ॥१५॥

કોઈને ઉદ્વેગ ન કરનારી, સત્ય, પ્રિય અને હિતકારી વાણી બોલવી તથા સ્વાધ્યાયનો અભ્યાસ, એ વાણીનું તપ કહેવાય છે. ૧૫

मनःप्रसादः सौम्यत्वं मौनमात्मविनिग्रहः ।
भावसंशुद्धिरित्येतत्तपो मानसमुच्यते ॥ १६ ॥

મનની પ્રસન્નતા, સૌમ્યભાવ, મૌન, આત્મ-સંયમ, કાબૂ અને ભાવનાની શુદ્ધિ એ મનનું તપ કહેવાય છે. ૧૬

श्रद्धया परया तप्तं तपस्तत्त्रिविधं नरैः ।
अफलाकाङ्क्षिभिर्युक्तैः सात्त्विकं परिचक्षते ॥१७॥

ફળની ઇચ્છા વિનાના સાવધાન મનુષ્યોએ ઉત્તમ શ્રદ્ધાથી આચરેલા એ ત્રણ પ્રકારના તપને સાત્વિક કહે છે. ૧૭

सत्कारमानपूजार्थं तपो दम्भेन चैव यत् ।
क्रियते तदिह प्रोक्तं राजसं चलमध्रुवम् ॥ १८ ॥

કોઈનાં સત્કાર, માન અથવા પૂજા માટે દંભપૂર્વક જે તપ કરાય છે, તે અસ્થિર તથા નાશવંત તપને રાજસ કહ્યું છે. ૧૮

मूढग्राहेणात्मनो यत्पीडया क्रियते तपः ।
परस्योत्सादनार्थं वा तत्तामसमुदाहृतम् ॥ १९ ॥

જે મૂઢતાપૂર્વક, હઠથી, મન, વાણી અને શરીરને પીડીને બીજાનું અનિષ્ટ કરવાના હેતુથી તપ કરાય છે તેને તામસ તપ કહેલું છે. ૧૯

दातव्यमिति यद्दानं दीयतेऽनुपकारिणे ।
देशे काले च पात्रे च तद्दानं सात्त्विकं स्मृतम् ॥ २०

દાન દેવું એ ફરજ છે એવી બુદ્ધિથી, બદલાની આશા વિના યોગ્ય સ્થળે, યોગ્ય સમયે, યોગ્ય વ્યક્તિને જે અપાય છે, તેને સાત્ત્વિક દાન કહેલું છે. ૨૦

यत्तु प्रत्युपकारार्थं फलमुद्दिश्य वा पुनः।
दीयते च परिक्लिष्टं तद्दानं राजसं स्मृतम् ॥२१॥

પરંતુ બદલો મળવા માટે અથવા ફળની આશાથી કચવાતા મને જે આપવામાં આવે છે, તેને રાજસ દાન કહ્યું છે. ૨૧

अदेशकाले यद्दानमपात्रेभ्यश्च दीयते।
असत्कृतमवज्ञातं तत्तामसमुदाहृतम् ॥२२॥

જે દાન સત્કાર વગર, તિરસ્કારથી અને અયોગ્ય દેશ-કાળમાં કુપાત્રને આપવામાં આવે છે તેને તામસ દાન કહેલું છે. ૨૨

ॐतत्सदिति निर्देशो ब्रह्मणस्त्रिविधः स्मृतः।
ब्राह्मणास्तेन वेदाश्च यज्ञाश्च विहिताः पुरा ॥२३॥

'ॐ तत् सत्' આ ત્રણ શબ્દો બ્રહ્મના વાચક છે. તેનાથી પૂર્વે બ્રાહ્મણો, વેદો અને યજ્ઞો

નિર્મિત થયા છે. ૨૩

**तस्मादोमित्युदाहृत्य यज्ञदानतपःक्रियाः ।**
**प्रवर्तन्ते विधानोक्ताः सततं ब्रह्मवादिनाम् ॥२४॥**

માટે બ્રહ્મને જપનારાઓ ૐ એવો ઉચ્ચાર કરીને યજ્ઞ, દાન, તપ વગેરે શાસ્ત્રવિહિત ક્રિયાઓમાં પ્રવૃત્ત થાય છે. ૨૪

**तदित्यनभिसंधाय फलं यज्ञतपःक्रियाः ।**
**दानक्रियाश्च विविधाः क्रियन्ते मोक्षकांक्षिभिः ॥**

'तत्' એટલે 'સર્વ તે પરબ્રહ્મ જ છે' એવી ધારણાપૂર્વક 'तत्' નો ઉચ્ચાર કરીને ફળની આકાંક્ષા રાખ્યા વિના મુમુક્ષુઓ કેવળ મોક્ષ માટે યજ્ઞ, દાન અને તપ વગેરે કરે છે. ૨૫

**सद्भावे साधुभावे च सदित्येतत्प्रयुज्यते ।**
**प्रशस्ते कर्मणि तथा सच्छब्दः पार्थ युज्यते ॥२६**

'सत्' આ પરમાત્માનું નામ સદ્-ભાવમાં અને શુદ્ધ ભાવમાં વપરાય છે. તથા કલ્યાણકારક કર્મો માટે પણ 'सत्' શબ્દનો પ્રયોગ થાય છે. ૨૬

यज्ञे तपसि दाने च स्थितिः सदिति चोच्यते।
कर्म चैव तदर्थीयं सदित्येवाभिधीयते ॥२७॥

યજ્ઞ, તપ અને દાનમાં દૃઢ રહેવું એ પણ 'सत्' કહેવાય છે; અને ઈશ્વરપ્રીત્યર્થે જે કર્મ હોય તે પણ सत् કહેવાય છે. ૨૭

अश्रद्धया हुतं दत्तं तपस्तप्तं कृतं च यत्।
असदित्युच्यते पार्थ न च तत्प्रेत्य नो इह ॥२८॥

હે પાર્થ! અશ્રદ્ધાથી યજ્ઞ, દાન, તપ કે જે કંઈ કરવામાં આવે છે, તે 'असत्' કહેવાય છે. તે અહીં કે પરલોકમાં કલ્યાણકારક થતું નથી. ૨૮

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे श्रद्धात्रयविभागयोगो नाम सप्तदशोऽध्यायः ॥१७॥

એ પ્રમાણે ઉપનિષદ, બ્રહ્મવિદ્યા તથા યોગશાસ્ત્રરૂપ શ્રીમદ્ ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણ તથા અર્જુનના સંવાદ વિષે 'શ્રદ્ધાત્રયવિભાગયોગ' નામનો ૧૭ મો અધ્યાય સંપૂર્ણ

# अध्याय १८ मो–मोक्षसंन्यासयोग

अर्जुन उवाच । અર્જુન બોલ્યો :

संन्यासस्य महाबाहो तत्त्वमिच्छामि वेदितुम् ।
त्यागस्य च हृषीकेश पृथक्केशिनिषूदन ॥ १ ॥

હે મહાબાહો, હે કેશિ દૈત્યનો નાશ કરનારા, હે ઇંદ્રિયોના નિયંતા ! હું સંન્યાસનું તથા ત્યાગનું તત્ત્વ જુદું જુદું જાણવા ઇચ્છું છું. ૧

श्रीभगवानुवाच : શ્રી ભગવાન બોલ્યા :

काम्यानां कर्मणां न्यासं संन्यासं कवयो विदुः ।
सर्वकर्मफलत्यागं प्राहुस्त्यागं विचक्षणाः ॥ २ ॥

ફળની ઇચ્છાથી કરાતાં કર્મોના ત્યાગને જ્ઞાનીઓ 'સંન્યાસ' કહે છે. અને સર્વ કર્મોના ફળના ત્યાગને વિવેકીઓ 'ત્યાગ' કહે છે. ૨

त्याज्यं दोषवदित्येके कर्म प्राहुर्मनीषिणः ।
यज्ञदानतपःकर्म न त्याज्यमिति चापरे ॥ ३ ॥

કેટલાક વિદ્વાનો કહે છે કે કર્મ માત્ર દોષયુક્ત છે, તેથી તેમને છોડી દેવાં જોઈએ.

અને બીજા કહે છે કે યજ્ઞ, દાન તથા તપરૂપ કર્મ ત્યાગ કરવા યોગ્ય નથી. ૩

निश्चयं शृणु मे तत्र त्यागे भरतसत्तम।
त्यागो हि पुरुषव्याघ्र त्रिविधः संप्रकीर्तितः ॥४॥

હે ભરતશ્રેષ્ઠ! સંન્યાસ અને ત્યાગ એ બંનેમાં પહેલાં તું ત્યાગ વિષે મારો નિશ્ચય સાંભળ. ત્યાગ ત્રણ પ્રકારનો કહેલો છે. ૪

यज्ञदानतपःकर्म न त्याज्यं कार्यमेव तत्।
यज्ञो दानं तपश्चैव पावनानि मनीषिणाम् ॥५॥

યજ્ઞ, દાન અને તપરૂપ કર્મ ત્યજવા યોગ્ય નથી, પણ એ (તો) કરવા યોગ્ય જ છે; કેમ કે યજ્ઞ, દાન અને તપ બુદ્ધિમાન-નિષ્કામ મનુષ્યોને પવિત્ર કરનારાં છે. ૫

एतान्यपि तु कर्माणि सङ्गं त्यक्त्वा फलानि च।
कर्तव्यानीति मे पार्थ निश्चितं मतमुत्तमम् ॥६॥

હે પાર્થ! પરંતુ આ કર્મો પણ આસક્તિ અને ફળની ઇચ્છાને છોડીને જ કરવાં એવો મારો નિશ્ચિત ઉત્તમ મત છે. ૬

नियतस्य तु संन्यासः कर्मणो नोपपद्यते ।
मोहात्तस्य परित्यागस्तामसः परिकीर्तितः ॥ ७ ॥

(પ્રાણી-હિંસા, ચોરી વગેરે નિષિદ્ધ કર્મો અને કેવળ ફળની લાલસાથી કરાતાં કામ્ય કર્મો-એમનો ત્યાગ તો યોગ્ય જ છે.) પરંતુ જે કર્મો આપણા ઉપર કર્તવ્ય તરીકે નિયત થયેલાં હોય તેમનો ત્યાગ કરવો ઉચિત નથી. છતાં આપણે અજ્ઞાનવશ તેમનો પણ ત્યાગ કરી દઈએ તો તેને તામસ ત્યાગ કહેલો છે. ૭

दुःखमित्येव यत्कर्म कायक्लेशभयात्त्यजेत् ।
स कृत्वा राजसं त्यागं नैव त्यागफलं लभेत् ॥ ८ ॥

કર્મ કરવામાં બહુ દુઃખ-માથાકૂટ રહેલી છે એમ સમજીને શારીરિક કષ્ટના ભયથી જે (કર્તવ્યરૂપ) કર્મોને છોડી દેવાય છે, તે રાજસ ત્યાગ છે. આવો ત્યાગ કરનારને ત્યાગનું ફળ મળતું નથી. ૮

कार्यमित्येव यत्कर्म नियतं क्रियतेऽर्जुन ।
सङ्गं त्यक्त्वा फलं चैव स त्यागः सात्त्विको मतः ॥ ९

હે અર્જુન! કર્તવ્ય તરીકે નિયત થયેલું જે કર્મ તેને કરવાનો પોતાનો ધર્મ સમજીને આસક્તિ તથા ફળની ઇચ્છાનો ત્યાગ કરીને કરાય છે, તે ત્યાગ સાત્વિક મનાયો છે. ૯

न द्वेष्टयकुशलं कर्म कुशले नानुषज्जते।
त्यागी सत्त्वसमाविष्टो मेधावी छिन्नसंशयः॥१०॥

આવો સાત્વિક ત્યાગી બુદ્ધિમાન અને સંશયરહિત હોઈ મુશ્કેલ કામોનો દ્વેષ કરતો નથી અને સરળ કર્મોમાં આસક્ત થઈ જતો નથી. ૧૦

न हि देहभृता शक्यं त्यक्तुं कर्माण्यशेषतः।
यस्तु कर्मफलत्यागी स त्यागीत्यभिधीयते॥११॥

દેહધારીથી સંપૂર્ણ રીતે કર્મો છોડી દેવાવાં શકય નથી, તેથી જે કર્મના ફળનો ત્યાગ કરીને વર્તે તે જ ખરો ત્યાગી કહેવાય છે. ૧૧

अनिष्टमिष्टं मिश्रं च त्रिविधं कर्मणः फलम्।
भवत्यत्यागिनां प्रेत्य न तु संन्यासिनां क्वचित्॥१२

ઇષ્ટ ફળ, અનિષ્ટ ફળ અને મિશ્ર ફળ—આ

કર્મોનું ત્રણ પ્રકારનું ફળ છે. તે કામનાવાળા મનુષ્યોને બીજા જન્મમાં પ્રાપ્ત થાય છે. પરંતુ કર્મફળનો ત્યાગ કરીને કર્મ કરનારા સંન્યાસીઓને પ્રાપ્ત થતું નથી. ૧૨

**पञ्चैतानि महाबाहो कारणानि निबोध मे ।**
**सांख्ये कृतान्ते प्रोक्तानि सिद्धये सर्वकर्मणाम् ॥१३॥**

સાંખ્યશાસ્ત્રમાં કર્મ સંબંધી નિર્ણયને અંતે સમસ્ત કર્મોને સિદ્ધ કરનારાં આ પાંચ કારણો કહ્યાં છે; તે મારી પાસેથી સાંભળ. ૧૩

**अधिष्ठानं तथा कर्ता करणं च पृथग्विधम् ।**
**विविधाश्च पृथक्चेष्टा दैवं चैवात्र पञ्चमम् ॥१४॥**

દેશ–કાળ, કર્તા, જુદાં જુદાં સાધન, જુદી જુદી ક્રિયાઓ અને પાંચમું દૈવ. ૧૪

**शरीरवाङ्मनोभिर्यत्कर्म प्रारभते नरः ।**
**न्याय्यं वा विपरीतं वा पञ्चैते तस्य हेतवः ॥१५॥**

મન, વાણી અને શરીરથી મનુષ્ય જે કંઈ સારું અથવા ખોટું કર્મ કરે છે, તેમાં આ પાંચ કારણો હોય છે. ૧૫

तत्रैवं सति कर्तारमात्मानं केवलं तु यः ।
पश्यत्यकृतबुद्धित्वान्न स पश्यति दुर्मतिः ॥१६॥

પરંતુ આમ હોવા છતાં પણ જે મનુષ્ય અશુદ્ધ બુદ્ધિને લીધે કેવળ પોતાને એકલાને જ કર્મોનો કર્તા માને છે, તે અજ્ઞાની યથાર્થ સમજતો નથી. ૧૬

यस्य नाहंकृतो भावो बुद्धिर्यस्य न लिप्यते ।
हत्वापि स इमाँल्लोकान्न हन्ति न निबध्यते ॥१७॥

કર્મોમાં જેને 'હું કર્તા છું' એવો અહંકારનો ભાવ નથી અને (ફળની લાલસાથી) જેની બુદ્ધિ લેપાતી નથી, તે આ બધા લોકોને મારી નાખે તોપણ ખરી રીતે મારતો નથી કે બંધનમાં પડતો નથી. ૧૭

ज्ञानं ज्ञेयं परिज्ञाता त्रिविधा कर्मचोदना ।
करणं कर्म कर्तेति त्रिविधः कर्मसंग्रहः ॥१८॥

કોઈ પણ કર્મ ઉત્પન્ન થવામાં જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેય (જાણનાર, જાણવાની વસ્તુ અને જ્ઞાન) આ ત્રણ કર્મનાં પ્રેરક છે. અને કર્તા, કરણ (સાધન)

અને ક્રિયા આ ત્રણ પ્રકારનાં કર્મનાં અંગ છે. ૧૮

ज्ञानं कर्म च कर्ता च त्रिधैव गुणभेदतः ।
प्रोच्यते गुणसंख्याने यथावच्छृणु तान्यपि ॥१९॥

ગુણોની ગણતરી કરનાર (સાંખ્ય)શાસ્ત્રમાં જ્ઞાન, કર્મ અને કર્તાને પણ ગુણોના ભેદથી ત્રણ ત્રણ પ્રકારનાં કહેલાં છે. તેમને પણ તું સાંભળ. ૧૯

सर्वभूतेषु येनैकं भावमव्ययमीक्षते ।
अविभक्तं विभक्तेषु तज्ज्ञानं विद्धि सात्त्विकम् ॥२०

જે જ્ઞાનથી મનુષ્ય જુદાં જુદાં દેખાતાં સર્વ ભૂતોમાં એકરૂપે રહેલા અવિનાશી ભાવને જોઈ શકે તે જ્ઞાનને તું સાત્ત્વિક જાણ. ૨૦

पृथक्त्वेन तु यज्ज्ञानं नानाभावान्पृथग्विधान् ।
वेत्ति सर्वेषु भूतेषु तज्ज्ञानं विद्धि राजसम् ॥२१॥

અને જે જ્ઞાનથી મનુષ્ય જુદાં જુદાં દેખાતાં સર્વ ભૂતોમાં જુદા જુદા અનેક ભાવોને રહેલા જુએ તે જ્ઞાનને તું રાજસ જ્ઞાન જાણ. ૨૧

यत्तु कृत्स्नवदेकस्मिन्कार्ये सक्तमहैतुकम् ।
अतत्त्वार्थवदल्पं च तत्तामसमुदाहृतम् ॥ २२ ॥

તથા જે જ્ઞાન એક જ કાર્યમાં તેના સ્વરૂપને સમજ્યા વિના, તેનો હેતુ વિચાર્યા વિના તેમાં પૂરેપૂરી રીતે આસક્ત થઈ જાય છે, તે અલ્પ જ્ઞાનને તામસ કહેલું છે. ૨૨

**नियतं सङ्गरहितमरागद्वेषतः कृतम् ।**
**अफलप्रेप्सुना कर्म यत्तत्सात्त्विकमुच्यते ॥२३॥**

કર્તવ્ય તરીકે નિયત થયેલું જે કર્મ રાગ-દ્વેષ અને આસક્તિથી રહિત થઈને ફળની ઇચ્છા વગર મનુષ્ય કરે તેને સાત્ત્વિક કર્મ કહે છે. ૨૩

**यत्तु कामेप्सुना कर्म साहंकारेण वा पुनः ।**
**क्रियते बहुलायासं तद्राजसमुदाहृतम् ॥२४॥**

જે કર્મ 'હું કર્તા છું' એવા અભિમાન-પૂર્વક ફળની કામનાવાળો મનુષ્ય બહુ મહેનત ઉઠાવીને કરે, તેને રાજસ કર્મ કહ્યું છે. ૨૪

**अनुबन्धं क्षयं हिंसामनवेक्ष्य च पौरुषम् ।**
**मोहादारभ्यते कर्म यत्तत्तामसमुच्यते ॥२५॥**

પરિણામનો, વસ્તુઓના બગાડનો, હિંસાનો અને પોતાના ગજાનો વિચાર કર્યા વિના મનુ

મોહથી—અજ્ઞાનથી જે કામનો આરંભ કરે છે, તે તામસ કર્મ કહેવાય છે. ૨૫

मुक्तसङ्गोऽनहंवादी धृत्युत्साहसमन्वितः।
सिद्ध्यसिद्ध्योर्निर्विकारः कर्ता सात्त्विक उच्यते॥

જે કર્તા આસક્તિરહિત, અહંકાર ન રાખનાર—બડાશ ન હાંકનાર છે તથા ધૈર્ય અને ઉત્સાહયુક્ત છે, તેમ જ કાર્ય સિદ્ધ થાય કે ન થાય તેમાં નિર્વિકાર (હર્ષ—શોક વિનાનો) છે, તે સાત્ત્વિક કર્તા કહેવાય છે. ૨૬

रागी कर्मफलप्रेप्सुर्लुब्धो हिंसात्मकोऽशुचिः।
हर्षशोकान्वितः कर्ता राजसः परिकीर्तितः॥२७॥

જે કર્તા આસક્તિથી યુક્ત, કર્મના ફળની ખૂબ ઇચ્છાવાળો અને લોભી છે તથા બીજાઓને કષ્ટ પહોંચાડવાના સ્વભાવવાળો, મેલા ઇરાદાવાળો તથા હર્ષ—શોકના આવેશવાળો છે, તેને રાજસ કર્તા કહ્યો છે. ૨૭

अयुक्तः प्राकृतः स्तब्धः शठो नैष्कृतिकोऽलसः।
विषादी दीर्घसूत्री च कर्ता तामस उच्यते॥२८॥

જે કર્તા અવ્યવસ્થિત, અસંસ્કારી—અજ્ઞાની, અભિમાની—જક્કી, શઠ, બીજાઓને છેતરનારો, આળસુ, શોક કરનારો તથા દીર્ઘસૂત્રી છે, તે તામસ કર્તા કહેવાય છે. ૨૮

**बुद्धेर्भेदं धृतेश्चैव गुणतस्त्रिविधं शृणु ।**
**प्रोच्यमानमशेषेण पृथक्त्वेन धनंजय ॥२९॥**

હે ધનંજય! હવે હું બુદ્ધિ અને ધૃતિનો, ગુણોને લીધે જે ત્રણ પ્રકારનો ભેદ છે તે તને પૃથક્ પૃથક્ પૂરેપૂરો કહું છું, સંભળ. ૨૯

**प्रवृत्तिं च निवृत्तिं च कार्याकार्ये भयाभये ।**
**बन्धं मोक्षं च या वेत्ति बुद्धिः सा पार्थ सात्त्विकी ॥**

હે પાર્થ! જે બુદ્ધિ પ્રવૃત્તિ અને નિવૃત્તિ, કરવા યોગ્ય અને ન કરવા યોગ્ય, ભય અને અભય તથા બંધન અને મુક્તિને જે જાણે છે, તે સાત્ત્વિક બુદ્ધિ છે. ૩૦

**यया धर्ममधर्मं च कार्यं चाकार्यमेव च ।**
**अयथावत्प्रजानाति बुद्धिः सा पार्थ राजसी ॥३१**

અને હે પાર્થ! જેના વડે (મનુષ્ય) ધર્મ

અને અધર્મને તથા કાર્ય અને અકાર્યને યથાર્થ રીતે જાણી શકતો નથી, તે બુદ્ધિ રાજસી છે. ૩૧

**अधर्मं धर्ममिति या मन्यते तमसावृता ।**
**सर्वार्थान्विपरीतांश्च बुद्धिः सा पार्थ तामसी ॥३२**

હે પાર્થ! અજ્ઞાનથી ઢંકાયલી જે બુદ્ધિ, અધર્મને ધર્મ સમજે છે અને બધા પદાર્થોને અવળી રીતે જુએ છે, તે બુદ્ધિ તામસી છે. ૩૨

**धृत्या यया धारयते मनःप्राणेन्द्रियक्रियाः ।**
**योगेनाव्यभिचारिण्या धृतिः सा पार्थ सात्त्विकी ॥**

હે પાર્થ! મનુષ્ય જે એકનિષ્ઠ ધૃતિથી મન, પ્રાણ અને ઇંદ્રિયોની ક્રિયાઓને આત્મયોગથી ધારણ કરે છે, તે સાત્ત્વિક ધૃતિ (ધીરજ) છે.

**यया तु धर्मकामार्थान्धृत्या धारयतेऽर्जुन ।**
**प्रसङ्गेन फलाकाङ्क्षी धृतिः सा पार्थ राजसी ॥३४**

તથા હે અર્જુન! ફળની આકાંક્ષાવાળા લોકો જે ધૃતિથી ધર્મ, કામ અને અર્થને આસક્તિપૂર્વક ધારણ કરે છે, તે રાજસી ધૃતિ છે. ૩૪

यया स्वप्नं भयं शोकं विषादं मदमेव च ।
न विमुञ्चति दुर्मेधा धृतिः सा पार्थ तामसी ॥३५॥

હે પાર્થ! જે ધૃતિ વડે દુર્બુદ્ધિવાળા મનુષ્યો નિદ્રા, ભય, શોક, ખેદ તથા જડતાને છોડી શકતા નથી, તે તામસી ધૃતિ છે. ૩૫

सुखं त्विदानीं त्रिविधं शृणु मे भरतर्षभ ।
अभ्यासाद्रमते यत्र दुःखान्तं च निगच्छति ॥३६॥

હે ભરતશ્રેષ્ઠ! હવે ત્રણ પ્રકારના સુખને તું મારી પાસેથી સાંભળ. એ સુખમાં માણસ ટેવને લીધે રમમાણ થાય છે અને દુઃખનો અંત પામે છે. ૩૬

यत्तदग्रे विषमिव परिणामेऽमृतोपमम् ।
तत्सुखं सात्त्विकं प्रोक्तमात्मबुद्धिप्रसादजम् ॥३७

જે સુખ શરૂઆતમાં ઝેર જેવું લાગે, પણ પરિણામે અમૃત સમાન હોય તેવું આત્મજ્ઞાનની પ્રસન્નતામાંથી ઊપજેલું સુખ સાત્ત્વિક કહેલું છે.૩

विषयेन्द्रियसंयोगाद्यत्तदग्रेऽमृतोपमम् ।
परिणामे विषमिव तत्सुखं राजसं स्मृतम् ॥३८॥

વિષયો અને ઇંદ્રિયોના સંયોગથી ઉત્પન્ન થયેલું જે સુખ શરૂઆતમાં અમૃત જેવું મીઠું લાગે, પણ પરિણામે ઝેર જેવો ગુણ કરે, તેને રાજસ સુખ કહ્યું છે. ૩૮

यदग्रे चानुबन्धे च सुखं मोहनमात्मनः ।
निद्रालस्यप्रमादोत्थं तत्तामसमुदाहृतम् ॥ ३९ ॥

જે સુખ આરંભમાં અને પરિણામમાં આત્માને મોહ ઉત્પન્ન કરનારું છે અને નિદ્રા, આળસ તથા પ્રમાદમાંથી ઉત્પન્ન થયેલું છે, તેને તામસ સુખ કહ્યું છે. ૩૯

न तदस्ति पृथिव्यां वा दिवि देवेषु वा पुनः ।
सत्त्वं प्रकृतिजैर्मुक्तं यदेभिः स्यात्त्रिभिर्गुणैः ॥४०॥

પૃથ્વી પર, આકાશમાં અથવા દેવલોકમાં એવું કોઈ (પ્રાણી) નથી, કે જે પ્રકૃતિથી ઉત્પન્ન થતા આ ત્રણ ગુણોથી મુક્ત હોય. ૪૦

ब्राह्मणक्षत्रियविशां शूद्राणां च परंतप ।
कर्माणि प्रविभक्तानि स्वभावप्रभवैर्गुणैः ॥ ४१ ॥

હે પરંતપ! બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય તથા શૂદ્રોનાં કર્મોના, તેમના સ્વભાવથી ઉત્પન્ન થયેલા ગુણો અનુસાર વિભાગ કરવામાં આવ્યા છે. ૪૧

**शमो दमस्तपः शौचं क्षान्तिरार्जवमेव च ।**
**ज्ञानं विज्ञानमास्तिक्यं ब्रह्मकर्म स्वभावजम् ॥**

મનનો નિગ્રહ, ઇંદ્રિયોનું દમન, તપ, પવિત્રતા, ક્ષમા, સરળતા, જ્ઞાન, અનુભવ, આસ્તિકતા, એ બ્રાહ્મણનાં સ્વભાવજન્ય કર્મો છે. ૪૨

**शौर्यं तेजो धृतिर्दाक्ष्यं युद्धे चाप्यपलायनम् ।**
**दानमीश्वरभावश्च क्षात्रं कर्म स्वभावजम् ॥४३॥**

શૌર્ય, તેજ, ધૈર્ય, ચતુરતા, યુદ્ધથી ન ભાગવું, દાન અને ઈશ્વરભાવ (એ) ક્ષત્રિયનાં સ્વભાવથી થતાં કર્મ છે. ૪૩

**कृषिगौरक्ष्यवाणिज्यं वैश्यकर्म स्वभावजम् ।**
**परिचर्यात्मकं कर्म शूद्रस्यापि स्वभावजम् ॥४४**

ખેતી, ગાયોનું પાલન અને વેપાર—આ વૈશ્યનાં સ્વાભાવિક કર્મો છે અને ચાકરી તે શૂદ્રનું સ્વાભાવિક કર્મ છે. ૪૪

स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः।
स्वकर्मनिरतः सिद्धिं यथा विन्दति तच्छृणु॥

પોતપોતાનાં (સ્વાભાવિક) કર્મોમાં રત રહેલો મનુષ્ય ઉત્તમ સિદ્ધિ (મોક્ષ) પામે છે. પોતાના કર્મમાં રત રહેલો જે પ્રકારે સિદ્ધિ પામે છે તે તું સાંભળ. ૪૫

यतः प्रवृत्तिर्भूतानां येन सर्वमिदं ततम्।
स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विन्दति मानवः॥

જેનાથી પ્રાણીઓ ઉત્પન્ન થઈ કર્મોમાં પ્રવૃત્ત રહે છે, જેનાથી આ સર્વ જગત વ્યાપ્ત છે, તેને (પરમાત્માને) પોતાનાં (સ્વાભાવિક) કર્મો વડે પૂજીને (અંતઃકરણની શુદ્ધિરૂપ–મોક્ષરૂપ) સિદ્ધિને પામે છે. ૪૬

श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात्।
स्वभावनियतं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम्॥ ४७

બીજાનો ધર્મ આચરવો સહેલો હોય અને તેના કરતાં પોતાનો ધર્મ મુશ્કેલ અને ઓછા ગુણ–લાભવાળો હોય છતાં માણસને પોતાનો

ધર્મ જ કલ્યાણકારક છે; કારણ કે પોતાની સાથે સ્વાભાવિક રીતે નિયત થયેલ કર્તવ્યનું આચરણ કરનાર મનુષ્ય પાપી બનતો નથી. ૪૭

सहजं कर्म कौन्तेय सदोषमपि न त्यजेत् ।
सर्वारम्भा हि दोषेण धूमेनाग्निरिवावृताः ॥४८॥

(માટે) હે કુંતીપુત્ર! (પોતાનું) સ્વાભાવિક કર્મ દોષવાળું હોય તોપણ તેનો ત્યાગ કરવો ન જોઈએ; કારણ કે ધુમાડાથી અગ્નિની પેઠે બધાંય કર્મોની સાથે કોઈ ને કોઈ દોષ લાગેલો જ હોય છે. ૪૮

असक्तबुद्धिः सर्वत्र जितात्मा विगतस्पृहः ।
नैष्कर्म्यसिद्धिं परमां संन्यासेनाधिगच्छति ॥४९

જેની બુદ્ધિ બધેથી આસક્તિરહિત બની છે, જેણે મન અને ઇંદ્રિયોને જીત્યાં છે, જેને કોઈ જાતની સ્પૃહા રહી નથી, તે મનુષ્ય સંન્યાસ વડે (પરમાર્થભાવે નિષ્કામ કર્મો કરતો છતાં) કર્મબંધનથી મુક્ત થવારૂપ પરમ સિદ્ધિને પામે છે.

सिद्धिं प्राप्तो यथा ब्रह्म तथाप्नोति निबोध मे ।
समासेनैव कौन्तेय निष्ठा ज्ञानस्य या परा ॥५०

હે કૌંતેય! એ પ્રમાણે સિદ્ધિ પામેલો મનુષ્ય બ્રહ્મને જે રીતે પામે છે—જાણે છે, તે મારી પાસેથી ટૂંકમાં સાંભળ. એ જ જ્ઞાનની પરાકાષ્ઠા છે. ૫૦

बुद्ध्या विशुद्धया युक्तो धृत्यात्मानं नियम्य च।
शब्दादीन्विषयांस्त्यक्त्वा रागद्वेषौ व्युदस्य च॥
विविक्तसेवी लघ्वाशी यतवाक्कायमानसः।
ध्यानयोगपरो नित्यं वैराग्यं समुपाश्रितः॥५२॥
अहंकारं बलं दर्पं कामं क्रोधं परिग्रहम्।
विमुच्य निर्ममः शान्तो ब्रह्मभूयाय कल्पते॥५३

તેવો વિશુદ્ધ બુદ્ધિવાળો યોગી દૃઢતાપૂર્વક પોતાનું નિયમન કરી, શબ્દ, સ્પર્શ વગેરે વિષયોનો ત્યાગ કરીને રાગદ્વેષને છોડી દઈ, મિતાહાર તથા એકાંતસેવન દ્વારા વાણી, શરીર તથા મનને વશ કરી, નિત્ય મારા ધ્યાનયોગમાં પરાયણ રહી, વૈરાગ્ય ધારણ કરી, અહંકાર, બળ, ઘમંડ, કામ, ક્રોધ અને પરિગ્રહનો ત્યાગ કરીને મમતારહિત અને શાંત થાય છે. આથી તે બ્રહ્મભાવને પ્રાપ્ત થવા યોગ્ય બને છે. ૫૧–૫૩

ब्रह्मभूतः प्रसन्नात्मा न शोचति न काङ्क्षति।
समः सर्वेषु भूतेषु मद्भक्तिं लभते पराम् ॥५४॥

બ્રહ્મભાવને પ્રાપ્ત થયેલો તે પ્રસન્નચિત્ત મનુષ્ય કશાનો શોક કરતો નથી કે કશાની આકાંક્ષા કરતો નથી. અને સર્વ ભૂતોમાં સમભાવથી રહેતો મારી પરમ ભક્તિને પામે છે.૫૪

भक्त्या मामभिजानाति यावान्यश्चास्मि तत्त्वतः।
ततो मां तत्त्वतो ज्ञात्वा विशते तदनन्तरम् ॥५५

મારી પરમ ભક્તિ દ્વારા તે મનુષ્ય હું કેવો છું ને કોણ છું તે યથાર્થરૂપે જાણે છે. અને પછી મને એ પ્રમાણે ખરેખરા સ્વરૂપે જાણવાથી મારામાં પ્રવેશ કરે છે. ૫૫

सर्वकर्माण्यपि सदा कुर्वाणो मद्व्यपाश्रयः।
मत्प्रसादादवाप्नोति शाश्वतं पदमव्ययम् ॥५६॥

તેવો મારા પરાયણ થયેલો મનુષ્ય સર્વ કર્મો રોજ કરતો હોવા છતાં પણ મારી પ્રસન્નતાથી અવિનાશી શાશ્વત પદને પ્રાપ્ત થાય છે. ૫૬

चेतसा सर्वकर्माणि मयि संन्यस्य मत्परः ।
बुद्धियोगमुपाश्रित्य मच्चित्तः सततं भव ॥५७॥

તું મન વડે સર્વ કર્મો મારામાં અર્પણ કરી, મારા પરાયણ થઈ, (સમભાવરૂપ) બુદ્ધિયોગનો આશ્રય કરી સદા મારામાં ચિત્તવાળો થા. ૫૭

मच्चित्तः सर्वदुर्गाणि मत्प्रसादात्तरिष्यसि ।
अथ चेत्त्वमहंकारान्न श्रोष्यसि विनङ्क्ष्यसि ॥

મારામાં ચિત્તવાળો તું મારી કૃપાથી સર્વ સંકટો ઓળંગી જઈશ; પણ અહંકારથી (મારું વચન) જો તું નહિ સાંભળે તો નાશ પામીશ. ૫૮

यदहंकारमाश्रित्य न योत्स्य इति मन्यसे ।
मिथ्यैष व्यवसायस्ते प्रकृतिस्त्वां नियोक्ष्यति ॥

અહંકારને આધારે તું જે એમ માને છે કે, 'હું નહિં લડું' પણ એ તારો નિશ્ચય મિથ્યા છે; કારણ કે તારો સ્વભાવ જ તને એમાં બળાત્કારે જોડશે. ૫૯

स्वभावजेन कौन्तेय निबद्धः स्वेन कर्मणा ।
कर्तुं नेच्छसि यन्मोहात्करिष्यस्यवशोऽपि तत् ॥

હે કૌંતેય! અત્યારે મોહવશ તું જે કર્મને કરવા નથી ચાહતો, તે કર્મને તું તારા સ્વભાવજન્ય પૂર્વકર્મથી બંધાયેલો હોઈ પરવશ થઈને પણ કરીશ. ૬૦

ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ।
भ्रामयन्सर्वभूतानि यन्त्रारूढानि मायया ॥६१॥

હે અર્જુન! (સંસારરૂપ) યંત્ર પર ચડેલાં સર્વ પ્રાણીઓને માયા વડે ભમાવતો ઈશ્વર સર્વ પ્રાણીઓના હૃદયપ્રદેશમાં રહે છે. ૬૧

तमेव शरणं गच्छ सर्वभावेन भारत ।
तत्प्रसादात्परां शान्तिं स्थानं प्राप्स्यसि शाश्वतम् ॥

હે ભારત! તું સર્વ ભાવથી તે પરમેશ્વરને જ શરણે જા; તેની કૃપાથી તું પરમ શાંતિ અને સનાતન સ્થાન—મોક્ષપદ પામીશ. ૬૨

इति ते ज्ञानमाख्यातं गुह्याद्गुह्यतरं मया ।
विमृश्यैतदशेषेण यथेच्छसि तथा कुरु ॥ ६३॥

આ પ્રમાણે મેં તને આ ગુહ્યથી પણ ગુહ્ય જ્ઞાન કહ્યું. આને તું પૂરેપૂરું વિચારીને પછી જેમ ઇચ્છે તેમ કર. ૬૩

सर्वगुह्यतमं भूयः शृणु मे परमं वचः ।
इष्टोऽसि मे दृढमिति ततो वक्ष्यामि ते हितम् ॥

વળી સર્વથી પણ વધારે ગુહ્ય આ મારું પરમ હિતકર વચન સાંભળ. તું મને ખૂબ પ્રિય હોવાથી હું તે તને કહું છું. ૬૪

मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।
मामेवैष्यसि सत्यं ते प्रतिजाने प्रियोऽसि मे ॥

તું મારામાં મનવાળો, મને પૂજનારો મારો ભક્ત થા; અને મને નમસ્કાર કર; (એમ કરવાથી) તું મને જ પામીશ. (આ) તારી આગળ હું સત્ય પ્રતિજ્ઞા કરું છું; કેમ કે તું મને પ્રિય છે. ૬૫

सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज।
अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः॥

સર્વ ધર્મો છોડી તું મને એકને શરણે આવ; હું તને સર્વ પાપોથી છોડાવીશ, તું શોક ન કર. ૬૬

इदं ते नातपस्काय नाभक्ताय कदाचन।
न चाशुश्रूषवे वाच्यं न च मां योऽभ्यसूयति॥

આ ગીતાજ્ઞાન તારે કદી તપરહિતને અભક્તને, સંભળાવા નહિ ઇચ્છનારને તથા જે મારો દ્વેષ કરે છે તેને કહેવું નહિ. ૬૭

य इदं परमं गुह्यं मद्भक्तेष्वभिधास्यति।
भक्तिं मयि परां कृत्वा मामेवैष्यत्यसंशयः॥६८

જે આ પરમ ગુહ્ય જ્ઞાન મારા ભક્તોને કહેશે, તે તે રીતે મારી પરમ ભક્તિને જ સિદ્ધ કરી નિઃસંદેહ મને પામશે. ૬૮

न च तस्मान्मनुष्येषु कश्चिन्मे प्रियकृत्तमः।
भविता न च मे तस्मादन्यः प्रियतरो भुवि॥६९

મનુષ્યોમાં તેના કરતાં કોઈ મારું વધારે પ્રિય કરનાર નથી. આ પૃથ્વી ઉપર તેના કરતાં મને કોઈ વધારે પ્રિય થનારો નથી. ૬૯

अध्येष्यते च य इमं धर्म्यं संवादमावयोः ।
ज्ञानयज्ञेन तेनाहमिष्टः स्यामिति मे मतिः ॥७०

તથા જે મનુષ્ય આપણા આ ધર્મમય સંવાદનું અધ્યયન કરશે, તેણે જ્ઞાનયજ્ઞથી મારું પૂજન કર્યું છે એમ હું માનું છું. ૭૦

श्रद्धावाननसूयश्च शृणुयादपि यो नरः ।
सोऽपि मुक्तः शुभाँल्लोकान्प्राप्नुयात्पुण्यकर्मणाम् ॥

તથા જે મનુષ્ય આમાં શ્રદ્ધાવાન અને દ્વેષબુદ્ધિ વિનાનો થઈને આને કેવળ સાંભળશે, તે પણ પાપોથી મુક્ત થઈ પુણ્યવાનોના શુભ લોકોને પ્રાપ્ત થશે. ૭૧

कच्चिदेतच्छ्रुतं पार्थ त्वयैकाग्रेण चेतसा ।
कच्चिदज्ञानसंमोहः प्रनष्टस्ते धनंजय ॥७२॥

હે પાર્થ! શું મેં કહેલો આ ઉપદેશ તેં એકાગ્ર ચિત્તે સાંભળ્યો? અને હે ધનંજય! આથી તને અજ્ઞાનથી થયેલો મોહ નાશ પામ્યો? ૭૨

अर्जुन उवाच । અર્જુન બોલ્યો:

नष्टो मोहः स्मृतिर्लब्धा त्वत्प्रसादान्मयाच्युत ।
स्थितोऽस्मि गतसन्देहः करिष्ये वचनं तव ॥७३

હે અચ્યુત! આપની કૃપાથી મોહ નાશ પામ્યો છે અને મેં (સ્વધર્મકર્મ–આત્મજ્ઞાન આદિની) સ્મૃતિ મેળવી છે; (હવે) સંશયરહિત થઈ હું ઊભો છું અને આપના વચન પ્રમાણે કરીશ. ૭૩

॥ संजय उवाच । સંજય બોલ્યો:

इत्यहं वासुदेवस्य पार्थस्य च महात्मनः ।
संवादमिममश्रौषमद्भुतं रोमहर्षणम् ॥ ७४ ॥

એ પ્રમાણે મહાત્મા શ્રીકૃષ્ણ અને અર્જુનનો આ અદ્ભુત રોમાંચક સંવાદ મેં સાંભળ્યો. ૭૪

व्यासप्रसादाच्छ्रुतवानेतद्गुह्यमहं परम् ।
योगं योगेश्वरात्कृष्णात्साक्षात्कथयतः स्वयम् ॥

શ્રી વ્યાસભગવાનની કૃપાથી (દિવ્ય દૃષ્ટિ પ્રાપ્ત થયેલા) મેં આ પરમ ગુહ્ય યોગ, યોગેશ્વર શ્રીકૃષ્ણ (અર્જુનને) કહી રહ્યા હતા તેમની પાસેથી પ્રત્યક્ષ સાંભળ્યો. ૭૫

राजन्संस्मृत्य संस्मृत्य संवादमिममद्भुतम् ।
केशवार्जुनयोः पुण्यं हृष्यामि च मुहुर्मुहुः ॥७६॥

હે ધૃતરાષ્ટ્ર ! શ્રીકૃષ્ણ અને અર્જુનનો આ અદ્ભુત પવિત્ર સંવાદ સંભારી સંભારી હું વારંવાર હર્ષ પામું છું. ૭૬

तच्च संस्मृत्य संस्मृत्य रूपमत्यद्भुतं हरेः ।
विस्मयो मे महान्राजन्हृष्यामि च पुनः पुनः ॥

અને હે રાજન્! શ્રીહરિના તે અતિ અદ્ભુત સ્વરૂપને સંભારી સંભારી મને મહાન આશ્ચર્ય થઈ રહ્યું છે અને હું વારંવાર હર્ષ પામું છું. ૭૭

यत्र योगेश्वरः कृष्णो यत्र पार्थो धनुर्धरः।
तत्र श्रीर्विजयो भूतिर्ध्रुवा नीतिर्मतिर्मम ॥७८॥

જ્યાં યોગેશ્વર શ્રીકૃષ્ણ છે અને જ્યાં ધનુર્ધારી અર્જુન છે, ત્યાં લક્ષ્મી, વિજય, ઐશ્વર્ય અને અવિચળ નીતિ છે, એવો મારો મત છે. ૭૮

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे मोक्षसंन्यासयोगो नामाष्टादशोऽध्यायः ॥ १८ ॥

એ પ્રમાણે ઉપનિષદ, બ્રહ્મવિદ્યા તથા યોગશાસ્ત્રરૂપ શ્રીમદ્ ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણ તથા અર્જુનના સંવાદ વિષે 'મોક્ષસંન્યાસયોગ' નામનો ૧૮ મો અધ્યાય સંપૂર્ણ

# श्रीमद् भगवद्गीता समाप्ता।

# કેટલાંક ઉપયોગી પુસ્તકો

## ધર્મગ્રંથો

**તુલસીકૃત રામાયણ**-બે ગ્રંથો, ૩૬ ચિત્રો સાથે ૧૦-૦
**વાલ્મીકિ રામાયણ**-બે ગ્રંથો, ૩૦ ચિત્રો સાથે છપાય છે.
**ગિરધરકૃત રામાયણ**-મોટા અક્ષરમાં ... ૫-૦
**શ્રીરામચરિતમાનસ**-મૂળપાઠ, મોટા અક્ષરોમાં ૨-૦
**શ્રીશિવમહાપુરાણ**-બે ગ્રંથોમાં, ૯ ચિત્રો સાથે છપાય છે.
**મહાભારત**-સંપૂર્ણ-સરળ ભાષાંતર, સાત દળદાર ગ્રંથોમાં, ૨૭ ચિત્રો પૃ. ૫૦૨૦ ... ૬૪-૦
**શાંતિપર્વ-મહાભારતનું**-રાજધર્મ અને મોક્ષધર્મ, જેમાં ચાર વર્ણ તથા આશ્રમના સામાન્ય ધર્મો આપેલા છે. ૧૦-૦
**શ્રીમદ્ભાગવત**-સચિત્ર, અક્ષરશઃ ભાષાંતર, બે ગ્રંથોમાં ... ... ... ૧૦-૫૦
**શ્રીભગવતી (દેવી) ભાગવત**-દેવીના અલૌકિક મહિમાનું પવિત્ર વર્ણન ... ... ૬-૫૦
**એકાદશ સ્કંધ**-(એકનાથી ભાગવત) એકાદશ સ્કંધ ઉપરની મહાત્મા એકનાથની ટીકા, મૂળ શ્લોકો તથા ભાષાંતર સાથે ૬-૦
**એકાદશ સ્કંધ**-મૂળ સહિત ભાષાંતર

## ઉપનિષદો

એકાદશ ઉપનિષદ-......... છપાય છે.
બૃહદારણ્ય ઉપનિષદ-મૂળ સાથે ભાષાંતર. ૨-૦૦
સો ઉપનિષદો-પ્રથમ ૨૩ ઉપનિષદો મૂળ
શ્લોકો અને સરલાનુવાદ સાથે, બાકીનાં
૭૭નું માત્ર સારરૂપે ભાષાંતર. ... ... ૫-૦

## શ્રીમત શંકરાચાર્યના ગ્રંથો

મોહમુદ્‌ગર ને બીજાં દશ રત્નો ... ૧-૦
શતશ્લોકી અને બીજાં ચાર રત્નો ... ૦-૭૫
સ્તોત્રસંગ્રહ-ભક્તિ ને વેદાંતસ્તોત્રો ... ૦-૬૨
સર્વવેદાંતસિદ્ધાંતસાર સંગ્રહ ... ૧-૨૫
વિવેકચૂડામણિ-આત્મજ્ઞાનની સરળ સમજ ૧-૦
હસ્તામલકસ્તોત્ર ને વાક્યસુધા-મૂળ સાથે ૦-૧૨
પ્રશ્નોત્તરમાળા અને જીવન્મુક્ત
આનંદલહરી-મૂળ સાથે ભાષાંતર ... ૦-૧૯
મણિરત્નમાળા-મૂળ સાથે ભાષાંતર વિશેષ
ટિપ્પણ સાથે ... ... ... ૧-૫૦

## નીતિગ્રંથો

બાલવિલાસ-(મ. ન. દ્વિવેદીકૃત) રોજના વ્યવહાર-
માં ધર્મ અને નીતિનાં તત્ત્વો માણસને કઈ
રીતે ઉપયોગી થાય તે સમજાવતું પુસ્તક. ૧-૫૦